ખડાયતા સાહિત્યમાળા-મણકો બીજો.

# ગોત્ર સમીક્ષા

## (A Critical Review)

'ખડાયતા ગોત્રોત્પત્તિ' તથા 'ઋષિપ્રણીત ગોત્રવંશાવલી'
એ બંને પુસ્તકોની તુલનાત્મક સમાલોચના.



છપાનાર:—

**ભોગીલાલ ભીખાભાઈ ગાંધી**

કિંમત ૩ આના

# ગોત્ર સમીક્ષા.

## ૧. ધર્મ વિરૂદ્ધ ઇતિહાસ નથી.

ધર્મ જ્યારે અમુક અથવા જુદાં જુદાં તત્વો જુદા જુદા સ્વરૂપમાં રજુ કરે છે ત્યારે ઇતિહાસ અમુક સત્યો જ રજુ કરે છે. એ સત્ય ઉપર ઇતિહાસકાર કલ્પનાઓ વડે વસ્તુઓની યોજનાઓ કરે છે. એ નવું કશું ઉમેરતો નથી. ધર્મનાં તત્વોને ઇતિહાસ બીલકુલ આડે આવતો નથ વહેલા મોડા સમયની ગણનાથી ધર્મની મહતા ઓછી થતી નથી ચીનતામાં જ ધર્મની મહતા છે એમ માનવું એ ભ્રમ મૂલક છે. ઇતિહાસ સમય નક્કી કરી સત્યને પ્રકાશમાં લાવે છે. આડંબર એમા હોતં નથી; સત્ય ચીરકાળ અબાધ્ય છે અંધ શ્રદ્ધાને લીધે અને અજ્ઞાનને લીધે ધર્મની બાબતમાં પક્ષપાત સંભવે છે. પરંતુ ઇતિહાસમાં કાંઇ સંભવતું નથી. અમુક સત્ય ઉપરજ ઇતિહાસકારની તર્કસિદ્ધ ...ાં રજુ થાય છે એની કલ્પનાઓ કદીપણ સત્યની મર્યાદા તજી જતી નથી તેથી ઉલટું ધર્મના તત્વો ઉપર ભાવનાનો ઓપ લાગેલો હોય છે અને અંધ શ્રદ્ધાથી તેના પર થરના થર ચઢેલા હોય છે. ઇતિહાસ એવા જામેલા થરને ખંખેરી કાઢી ચઢેલા ઓપની અંદર સત્ય વસ્તુ શી છે તેજ જુએ છે. અર્થાત્ ધર્મ વિરૂદ્ધ ઇતિહાસની સંભાવના જે તંત્રીજી બતાવે છે તે નિર્મૂળ અને અર્થ વગરની છે. એવીજ રીતે ઇતિહાસ વિરૂદ્ધ પણ ધર્મ હોઇ શકે નહિ. જેટલે અંશે વિરૂદ્ધતા જણાય તેટલે અંશે ધર્મને નામે ચાલતી અંધ શ્રદ્ધા જ કારણ ભૂત હોય.

જ્ઞાતિનાં પુરાણો જે પાછલા વખતમાં તૈયાર થયેલાં છે તેમાં

લખેલાં વર્ણનો ઉપરથી એ ભ્રમ ઉત્પન્ન થાય છે. કોટયકપુરાણ જેવું કંઇ નહિ હોવા છતાં અથવા હશે તો ઘરગથુ લખાયું હશે તેમાંથી આધાર આપી તેનો મેળ મહાભારત અને અન્ય પુરાણો સાથે ખવડાવવામાંજ જે ભુલથાપ થયેલી છે તેથી જ તંત્રીને ઇતિહાસ વિરૂદ્ધ ધર્મ જણાય છે.

ખરી રીતે જોવા જઇએ તો ધર્મ વિરૂદ્ધ ઇતિહાસ નથી પણ 'ઋષિવંશાવળી' વિરૂદ્ધ ઇતિહાસ છે કારણ કે એમાં ધાર્મિક બાબતો સમજાવવામા જે દલીલો રજુ કરી છે તે જ પ્રમાણસિદ્ધ નહિ હોવાથી ઇતિહાસ વિરૂદ્ધ જાય છે અને તેથી જ તંત્રીને તેવો ભાસ થાય એ સ્વાભાવિક છે,

ઐતિહાસિક સાહિત્યનો રસ્તો પથ-પ્રકાશક અને જાતિય જીવનનો નિયામક છે. કોઇપણ સાહિત્યના ગ્રંથની સમીક્ષા બે પ્રકારે થઇ શકે છે. કલાની દૃષ્ટિએ અને ઇતિહાસની દૃષ્ટિએ. કલાની દૃષ્ટિએ વિચાર કરવાથી કોઇ ગ્રંથનું સ્વયમેવ પૂર્ણ જ્ઞાન થાય છે. કલાની દૃષ્ટિએ ગ્રંથનો અંતઃગત મૂળ-ભાવ જણાય છે. પણ જ્યારે ઐતિહાસિક રીતોથી તેના પર વિચાર કરીશું તો એજ ગ્રંથની મૂળ ભાવનામાં પણ કાર્ય કારણનો સંભવ દેખી શકાય છે. આ પદ્ધતિ ધ્યાનમાં રાખી બન્ને પુસ્તકની સમાલોચના કરવાનું હાથમાં લીધું છે.

## ૨. ગોત્રનો પ્રશ્ન.

ગોત્રનો પ્રશ્ન ધાર્મિક છે. ગોત્ર નામજ ધર્મને અવલંબીને છે. પરંતુ તેના સ્વરૂપ સાથે તેના સમયનું નિર્માણ ઇતિહાસ જ સ્પષ્ટ કરે છે. પ્રથમ ગોત્ર કે પ્રથમ જ્ઞાતિ એ પ્રશ્ન સહજ ઉભો થાય છે. ગોત્રોને લીધે કાંઇ જ્ઞાતિ થતી નથી. અર્થાત્ જ્ઞાતિની ઉત્પત્તિમાં ગોત્રો કારણભૂત નથી. જ્ઞાતિ નિર્માણ થયા પછીજ ગોત્રો નિયત

થાય છે. જ્ઞાતિના નિયમન માટે ગોત્રો છે. ગોત્રોની સ્થિતિ માટે જ્ઞાતિઓ નથી, અર્થાત્ જ્ઞાતિઓ પહેલી અને તે પછી ગોત્રોનું નિયમન. ગોત્રો ગમે તે મળથી ચાલ્યાં આવતાં હોય પણ તેનું જે વ્યવસ્થા પૂર્વક નિયમન તે તો જ્ઞાતિના બંધારણ પછીજ. આ નિયમન કેવી રીતે ક્યારે થયું તે બ-ગો-મા પૃ ૧૦૭ થી ૧૧૮ માં સ્પષ્ટ કર્યું છે. આ વાત ખાસ કરીને શંકરાચાર્ય પછી વર્ણોના વિભાગ થઇ જૂદા જૂદા વાડામા જ્ઞાતિઓ વ્યવસ્થિત થઇ છે તેમને માટે છે.

અન્ય મતે વણિકોનાં હાલ ચાલતાં ગોત્ર તેજ વૈદિક-આર્ષ ગોત્રો છે; અને વેદના સમયથી ચાલ્યા આવેલાં છે તેમાં આજ સુધીમાં કંઇપણ ફેરફાર થયેલો નથી. સમયની અસર તેમના પર થયેલી નથી. પાછલા કાળમા વૈશ્યમાંથી વિભક્ત થવા પામેલી વણિક કોમ અને તેમા પણ ચોરાસી જાતની પેટા કોમોના ગોત્રોનો સમાવેશ પણ એમાંજ થઇ જાય છે આ મત ગોર મહાશયનો છે.

એક જણાવે છે કે રજપુતાનામાથી ઉત્તર ગુજરાતમાં જે વખતે જૂદા જૂદા સમુહો જૂદા જૂદા સ્થળેથી અમુક સ્થળે ઉતરી આવ્યા, અને જે રીતે બીજી વણિક કોમો ગુજરાતમાં થઇ છે તેવીજ રીતે-એકે થોડાજ ફેરફાર સાથે તે સ્થળ ઉપરથી જ્ઞાતિઓનાં નામ પડયાં છે તેવીજ રીતે-થોડાક અપવાદ બાદ જતાં ખડાયતા જ્ઞાતિ ઉત્પન્ન થઇ છે. ખડાયતા તેમની મૂળ ઉત્પત્તિ પહેલાં નાગરમાંથી હોઇ ગુજરાતના હાલના વડનગર-આનંદપુરમાં તથા તેની આસપાસ રહેનારા હતા. પણ જ્યારે કારણ વશાત્ તેમને રજપુતાનાવાળા ગુર્જર પ્રદેશમાં જવું પડયું, અને ત્યાં થોડો વખત રહ્યા તે પછી સંજોગોને અનુસરીને પાછા મૂળ વતન તરફ આવવું પડયું ત્યારપછી થોડા સમયે તેમનો ખડાયત વાળો સમુહ નાગર આમ્નાયથી છૂટો

પડી એક સ્વતંત્ર જ્ઞાતિ તરીકે ઓળખાયો. આ વખતે જ્ઞાતિ વ્યવસ્થા માટે ગોત્રનું નિયમન થયું તે એ વખતે જે અટકો ઉપરથી તે કુટુંબ ઓળખાતાં હતાં તે ઉપરથી જ થયું એમ ખ. ગો. ઐતિહાસિક વિવેચન સાથે પુરવાર કરે છે.

બીજી તરફ રા. ગોર એમ જણાવવા મથન કરે છે કે ગોત્રો તો વૈદિકજ હોય; એમાં અટક કે બીજું કાંઇ નભેજ નહિ- હોયજ નહિ અને તે માન્યતાથી ખડાયતાનું મૂળ સ્થાન જે ખડાત તેની પ્રસિદ્ધિનો સંબંધ મહાભારતની કથા સાથે જોડે છે. (જો કે ખડાત શબ્દ તેમાં છે જ નહિ તોપણ) અને તેનો સમય છેક વિષ્ણુએ મધુકૈટભને માર્યો તે પૌરાણિક કથા જેટલો પ્રાચીન લેઇ જાય છે. એની સાબીતીમાં मंत्रिणो वाणिजाय એ વૈદિક રૂદ્રસુક્ત આપી વણિજનો અર્થ વાણિયા કરે છે. (ઋ. વં. પૃ. ૧૧૯) અને એ રીતે વાણિયાઓની કોમ વેદ જેટલી પ્રાચીન ઠરાવે છે. વણિજનો અર્થ તેજ સ્થળે 'વેદોક્ત સંસ્કારવાળા' એવો કરે છે. તથા કોટયર્કનું સ્થાન એ મહાભારતમાં વર્ણવેલું કોટિતીર્થ છે એમ માને છે.

હવે આ બંને મતમાં વાસ્તવિક શું છે તેનો કલા અને ઇતિહાસની દૃષ્ટિએ વિચાર કરીએ.

મૂળ વસ્તુ બંનેનું એક છે અને તે એ કે રા. બા. હરગોવિંદદાસ બાપુએ ખડાયતા મિત્રના અંકમા વણિકોનાં ગોત્રો આપ્યાં છે, તેમાં ખડાયતા, શ્રીમાળી, નાગર, પોડવાળ વગેરેનો ગોત્રોની નોંધ આપી છે, તેમાંથી ખડાયતાનાં ગોત્ર જે બાર છે તે વસ્તુ લેઇ તે વૈદિક છે એમ ઠરાવવાની ખાતર ટિપણી કરી તેમાંથીજ મેળ ખવડાવવાનું ગોર મહાશય કહે છે ત્યારે ખ. ગો. માં પણ એજ વસ્તુ લેઇ ખડાયતા શા ઉપરથી કહેવાયા અને તેમનાં ગોત્રો બારજ કેમ વગેરેનો કાર્ય કારણ

સાથે સંબંધ જોડી એ વિષય ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ કર્યો છે.

નાગરોનાં ગોત્રો ખડાયતાનાં ગોત્રો સાથે મળતાં આવે છે તેમ છતાં નાગરોનો કુળદેવ કોટયર્ક નથી પણ હાટકેશ્વર છે. ગોત્રો ઉપરથી જ જ્ઞાતિનું બંધારણ હોય તો બધાંનો ઇષ્ટદેવ એકજ હોય, પરંતુ તેમ હોતું નથી તેથી જ્ઞાતિના બંધારણમાં ઓળખાતાં કુલચિન્હોજ ગોત્ર તરીકે-ગોત્રને નામે કાળે કરીને રૂઢ થયાં છે. અર્થાત્ જ્ઞાતિ પહેલી અને તે પછી ગોત્રોનું નિયમન એ જ રીતે પાછળથી થયેલી ખાસ કરીને વણિક કામોને માટે રાખવામાં આવેલું નજરે પડે છે. પ્રથમ તો વણિજ શબ્દ વેદમાં કે ઉપનિષદ્ કાળે પણ જ્ઞાતિ તરીકે વપરાયો જ નથી. વણિજનો અર્થ વેપાર થતો. (જુઓ Vedic Index) વેદોક્ત સંસ્કાર એ અર્થે પણ વપરાતો નહોતો. વેદની કોઇ પણ શ્રુતિમાં વાણિયા તરીકે વપરાયો જ નથી. કેટલાક વિદ્વાનો તો વળી એટલે સુધી કહે છે કે વણિજ શબ્દ વૈદિક પણિ શબ્દ ઉપરથી થયો છે અને પણિ શબ્દ દ્રાવિડીઅન છે. વેદમાં વણિજનો અર્થ વાણિયા અર્થ થાય છે એ તો ગોર મહાશયને મુખેથી જ સાભળ્યું. Vedic India નામના ગ્રંથમાં પણ કહ્યું છે કે વાણિજ્યનો પણિ જાત સાથે સંબંધ છે. પણ્યનો અર્થ દ્રવ્ય થાય છે તે પણ એ પરથી જ. વેદમાં પણિ જાતનો જે ઉલ્લેખ છે તેને અનાર્ય જાતિ તરીકે ઓળખાવી છે અને એને દ્રાવિડ જાત સાથે સરખાવાય છે.

### ૩. વર્ણવ્યવસ્થા.

ગોત્રની મહતા વર્ણવ્યવસ્થા માટે બહુ અગત્યની ગણેલી છે, પરંતુ પૂર્વે વેદકાળમાં વર્ણ શબ્દ જ્ઞાતિ માટે વપરાતો નહોતો. વર્ણ શબ્દ પહેલ વહેલો ઋગ્વેદમાં આર્ય શબ્દની સાથે દાસ્ય શબ્દનો મુકાબલો કરવામાં વર્ણ-રંગ એ અર્થમાં વપરાતો અને એથી એ

શબ્દ વર્ગ સૂચક હતો-જ્ઞાતિ સૂચક નહિ. પુરુષ સુક્ત ( ઋ. વે. ૧૦ -૯૦-૧૨ ) જે પાછળથી રચાયલું ધારવામાં આવે છે તેમાં બ્રાહ્મણ, રાજન્ય, વૈશ્ય, અને શુદ્ર એવા ચાર વર્ગ પાડયા છે. ( Max Muller S. literature ) On source of these or other grounds, Zimmer has very forcibly maintained the view that it was produced in a society that knew no caste-system અર્થાત્ જ્ઞાતિ પદ્ધતિથી અજાણ મંડળ તરફથી એ ચાર વર્ણભેદ પાડવામાં આવ્યા હતા. ( Zimmer's Altindes-ches diben ( 185 and pointed out that the पंचविंशब्राह्मण shows the Vedic Indians on the Indus without it at all, the Veda being the product of Aryan tribes who after removing further East from the Indus re-join and the Punjab developed the organization according to his opinion, the office of પુરોહિત could have arisen some time after the settlement of the Aryans on the Indian soil.

પ્રો. મેકડોનલ અને કીથ જણાવે છે કે જ્ઞાતિપદ્ધતિ ધીમે ધીમે વધી છે અને એક તરફ ઋગ્વેદકાલે જો નહિ હોય તો પણ યજુર્વેદકાળે તે સંપૂર્ણ રચાઇ હતી અને તે વખતે પુરોહિતપદ પ્રચારમાં આવ્યું હોય એમ માનવાને જરા પણ શંકા જેવું નથી

Prof. Macdonell and Keith hold that the Caste-system has progressively developed and while on the one hand, it is not justifiable to

see in the ઋગ્વેદ the full-fledged caste-system of the યજુર્વેદ so on the other, it is not right to doubt that it was, at that time already well on its way to general acceptance.

વર્ણભેદ પડયા પૂર્વે અને તેના અંગેના નિયમો-બંધનો સખ્ત થયા પૂર્વે ક્ષત્રિયો પણ બ્રાહ્મણનું કામ કરતા. નિરૂક્તમાં જણાવ્યા પ્રમાણે દેવાપિ જે એક રાજા હતો તેણે અમુક પ્રસંગે પુરોહિતનું કામ કર્યું છે. આ ઉપરથી જણાય છે કે નિરૂક્તના વખત સુધી ક્ષત્રિયને પણ બ્રાહ્મણનો ધર્મ બજાવવામાં અટકાવવામાં આવતો નહિ. કેટલાક બ્રાહ્મણ ગ્રંથોને આધારે (પંચવિંશ બ્રા. ૨૧-૧૨, ઐ. બ્રા ૭-૧૭-૬-૭) વિશ્વામિત્ર પણ પુરોહિતનું અને ક્ષત્રિયનું કામ કરતો. ઐતરેય બ્રા. (૭-૧૮-૪; વળી ૫-૧;) મા વર્ણવ્યા પ્રમાણે શુનઃશેફ ગાથાવિદ્યા શીખવાનું અને જન્હુની રાજપદવી ભોગવ્યાનું જણાવ્યું છે. કઠકસંહિતા (૧-૨-૧૩; ૧૨-૧) ઉપરથી જણાય છે કે વિચિત્રવીર્યનો પુત્ર ધૃતરાષ્ટ્ર વૈચિત્રવીર્ય નામના ક્ષત્રિય રાજાએ વકદાલ્ભ્ય ઋષિની સાથે કોઇ યજ્ઞક્રિયાના સંબંધમાં કજીઓ ઉઠાવ્યો હતો.

વસિષ્ઠ અને વિશ્વામિત્ર આ બે ઋષિઓની પૌરાણિક લડાઇનું મૂળ છેક ઋગ્વેદ સુધી જાય છે. વસિષ્ટો એ શુદ્ધ આર્યજીવનના શૂરવીરો Champions હતા. વિશ્વામિત્રો એ સ્વતંત્ર વિચારના અને ઉદાર મનના missionaries હતા-સંસ્થાનો સ્થાપનાર હતા. વિશ્વામિત્રો અનાર્યના આચાર્ય થતા અને આર્યમાં ભેળવતા. આ લડાઇ તે અંગ્રેજોમાં High church (વસિષ્ઠો) અને Low church (વિશ્વામિત્રો) ની પેઠે સામાન્ય લડાઇ હતી.

આ ઉપરથી જણાશે કે વર્ણભેદ પ્રાચીન કાળે ગુણુ કર્મ ઉપરથી હતો. જન્મથી નહિ. ગુલામ પુત્ર જેવા શૂદ્રોએ પણુ વૈદિક સૂકતો રચ્યાં છે.

વૈશ્યનો મૂળ અર્થ ખેડૂત થતો. વિલ્સને આ પ્રમાણે વ્યુત્પત્તિ કરી છે. વિશ્ ધાતુ=સીમાડાના અથવા દૂરના પ્રદેશમાં પ્રવેશ કરવો અને ખેતીનું કામ કરવું. (**विश्** to enter fields.) કૃષિ, ગોપાલન કરનાર વર્ગ વૈશ્યમાં ગણાતો કેટલેક સમયે સમુદ્રકાંઠાનો વેપાર જે ખાસ દ્રાવિડીઅનોને હાથ હતો તેમની સાથે તેઓ જોડાયા અને તેમને આર્યસંસ્કૃતિમાં મેળવી પોતે વેપાર કરવા માંડયો એટલે વૈશ્યમાં એ વેપારી વર્ગ પણ વણિજ–વણિકને નામે ઓળખાવા લાગ્યો. એમ છતાં પણ વણિક એટલે વાણિયાની સંજ્ઞા તરીકે નહિ પણ વેપારી વર્ગ તરીકેજ તેમની ગણના થતી. અને દ્રવ્ય સંપાદન કરવાથી બધી વર્ણમાં શ્રેષ્ઠ ગણાયાથી એ વર્ગ શ્રેષ્ઠિ (હાલના શેઠ) કહેવાતો. વૈશ્યમાંની બીજી ગોપાલન અને કૃષિકર્મ કરનારી કોમોથી જુદી પડી જે વણિક-વાણિયાઓની સ્વતંત્ર જ્ઞાતિ થઇ પડી તે તો બૌદ્ધકાળમાં જ. અને હાલ જે વણિક કોમમાં અસંખ્ય ( ૮૪ ) પેટા ભાગ થઇ ગયા છે તે તો શંકરાચાર્ય પછી જ.

## ૪. ગોત્રોનું નિયમન.

ગોત્રોનું નિયમન વર્ણવ્યવસ્થા થઇ તે પૂર્વે નહોતું. વર્ણભેદ થતાં પણ એનું બંધન તે વખતે સખ્ત નહોતું. ગુણકર્મના ભેદે કરીને વર્ણભેદ ઓળખાતો. જન્મથી નહિ. એ માટે ઉપનિષદ્‌માં જાબાલનો દાખલો જાણીતો છે.

એનું પુરૂં નામ સત્યકામ જાબાલ હતું. સત્યકામ જાબાલને એના ગુરૂએ એનું ગોત્ર પૂછયું અને જ્યારે એને ખાત્રી થઇ કે આ શૂદ્ર નથી ત્યારે જ એને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો.

જાબાલે જવાબ આપ્યો કે 'મારી માને મારૂં ગોત્ર પૂછયું ત્યારે તેણે કહ્યું કે હું જુવાનીમાં ઘણે ઠેકાણે ફરી છું તેથી હું જાણતી નથી. જે પૂછે તેને કહેજે કે મારૂં નામ સત્યકામ અને મારી માનું નામ જાબાલા, માટે હું સત્યકામ જાબાલ." આ છોકરાની નિખાલસતા જોઇ ગુરૂ ગૌતમ ખુશી થઇ ગયા અને બોલ્યા, "તું બ્રાહ્મણ જ હોવો જોઇએ અને તેથી આવ હું તને ઉપદેશ કરૂં."

આ ઉપરથી જણાય છે કે ઉપનિષદ્ કાળે ગોત્રનું નિયમન નહોતું. ગોત્રોનું નિયમન થયું તે વર્ણનું બંધન સખ્ત થયા પછીજ. અર્થાત્ સ્મૃતિકાળમાંજ. સ્મૃતિઓનો કાળ ઇ. સ. પૂ. ૧૨૫૦ થી ઇ. સ. પૂ. ૮૦૦ નો(?)ગણાય છે. મનુસ્મૃતિમાં એ ભેદ સ્પષ્ટ જણાય છે અને તેમાં ગોત્રનું નિયમન પણ સખ્ત જણાય છે. આ પ્રમાણે સખ્ત નિયમન ચાલતા કેટલેક સમયે વિદેશી હુમલાઓથી, અને દ્રવ્યોપાર્જનના લોભને લીધે તથા કળા કુશળતાના અનેક વ્યવસાયોને અંગે, તેમ વેપારને કારણે દૂર દેશાવર વસવાટ કરવામા પ્રતિબંધક નિયમ નહિ હોવાને લીધે ક્ષાત્રિય અને વૈશ્ય કોમોમાં વૈદિક કર્મકાંડ ઉપર નજર ઓછી થવા પામી તથા ઉપનયન સંસ્કાર બંધ પડવા માંડયા તેના પરિણામે ગોત્રોનું વિસ્મરણ થવા પામતાં સ્મૃતિકારોએ તેમાં કેટલીક છૂટ આપવા માંડી. આ પ્રમાણે વૈશ્યોને જે ગોત્રોનું પ્રથમ સખ્ત બંધન હતું તેનો અભાવ થતો ગયો ત્યારે પ્રવર લેવાની છૂટ આપી; કાળે કરીને પ્રવરનો પણ અભાવ થતાં શાખા પકડવાની છૂટ આપી અને એ પ્રમાણે છૂટ આપતા આપતાં તમામનો અભાવ થયો ત્યારે છેવટ પોતાના પુરોહિતનું ગોત્ર યજમાનના ગોત્રમાં આરોપણ કરીને બોલવાની છૂટ આપવી પડી, અને તે પછી તે આરોપણની ભાવના પણ જતી રહેવા પામી એટલે કેવળ પુરોહિતનુંજ

ગોત્ર લેવાની આજ્ઞા થઇ.

આટલું વર્ણ અને ગોત્ર સંબંધી પ્રસ્તાવના રૂપે લખી હવે આપણે ગોર મહાશયની ઋષિવંશાવળી તરફ વળીએ.

**૫. ઋષિપુત્ર એટલે શું?**

**ઋ. વં.** માં ગોર મહાશયના જણાવ્યા પ્રમાણે ઋષિનો અર્થ બ્રાહ્મણ નહિ. અને તેથી ઋષિપુત્ર એટલે ઋષિકુલોત્પન્ન પણ નહિ. મત્સ્યપુરાણમાં ત્રણ વર્ણને ઋષિપુત્ર કહેવાનો ઉદ્દેશ એવો નથી કે તેમનાં ગોત્ર પણ ઋષિ-બ્રાહ્મણ કુલોત્પન્ન હોય! મત્સ્યનો ઉદ્દેશ એ હોવો જોઇએ કે વેદમાં ઋષિ શબ્દ મંત્રદષ્ટા તરીકે યોજાયો છે અને એવી રીતે ઋષિઓમાં ત્રણે વર્ણની પ્રજા આવી જતી. કાંઇ બ્રાહ્મણ જ વેદની ઋચાઓ રતવતા એમ નહોતું. બ્રાહ્મણ એવો વર્ણભેદ વેદારંભે હતો જ નહિ. વર્ણભેદ પડતાં પણ વેદનો અધિકાર એ ત્રણે વર્ણને હતો અને વૈદિક સંસ્કાર પણ એ ત્રણેને થતા. આથી એ ત્રણે દ્વિજ કહેવાતા. જેમ એ ત્રણે વર્ણ દ્વિજ કહેવાતી તેમ તે ઋષિપુત્ર પણ કહેવાતી. જેમ દ્વિજમાં બ્રાહ્મણ એ ક્ષત્રિય નહિ અને ક્ષત્રિય તે વૈશ્ય નહિ, તેમ ઋષિપુત્રોમાં પણ ઋષિપુત્ર વૈશ્યો ને ઋષિપુત્ર ક્ષત્રિય નહિ અને ઋષિપુત્ર ક્ષત્રિય તે, ઋષિપુત્ર બ્રાહ્મણ નહિ. બ્રહ્મર્ષિ અને રાજર્ષિ એવા ઋષિઓમાં પણ બે ભેદ છે. વૈશ્યને વ્યાવહારિક કર્મ હોવાથી તેવી ખાસ સંજ્ઞા તેમને નથી તેથી તેમની ઋષિપુત્ર સંજ્ઞા કાળે કરીને ઘસાઇ ગઇ છે. આશ્વલાયન, ગૌતમ, બૌદ્ધાયન અને કાત્યાયનની સ્મૃતિઓ ઉપરથી પણ એજ સિદ્ધ થાય છે. *

---

* ટીપઃ-દ્વિજ વર્ણે પોતપોતાના ઉપાસ્ય મંત્રનો જપ કરવાનો કહ્યો છે, ગૃહ્યસૂત્રમાં ત્રણે વર્ણને પોતપોતાના વર્ણાનાનુસાર છંદોનો ઉપદેશ

**૬. આર્ષ ગોત્રોનો અભાવ.**

બૌદ્ધાયનના સમયમાં તેણે હિંદુસ્તાનના જે દેશો ગણાવ્યા છે તેના ત્રણ ભાગ પાડયા છે. આર્ય, મિશ્ર અને અનાર્ય. એમાં જે મધ્ય દેશ છે તેનેજ આર્ય કહ્યો છે અને સુરાષ્ટ્ર ને મિશ્ર દેશ કહ્યો છે. તે વખતે ગુજરાત એવી સંજ્ઞાજ નહોતી. આ પ્રમાણે મિશ્ર કહેવાનું કારણ એ હતું કે તે સમયે હાલના ગુજરાતના પ્રદેશમાં (જો કે ઉત્તરનો ભાગ તો વસ્તી વગરનો જ હતો) સુધરેલી પ્રજામાં દ્રાવિડીઅનોની મોટી વસ્તી હતી અને વેપાર પણ તેમને હાથ હતો. આ કોમોને આર્ય સંસ્કૃતિ મળ્યાથી તે આર્ય થઇ. આવાં કારણોને લીધે વૈશ્ય કોમની કેટલીક વ્યક્તિઓમાં ગોત્રનો અભાવ થઇ ગયો. ક્ષત્રિયમાં પણ શક અને હૂણ જાતોનું મિલન થયાથી તેમાં પણ એવીજ સ્થિતિ થઇ પડી. બ્રાહ્મણો તો પોતાના કર્મકાંડમાંજ રત હોવાથી તેમ થવા પામ્યું નહિ. આ પ્રમાણે ગોત્રના અભાવે પ્રવરથી ચલાવી લેવાની આજ્ઞા થઇ.

આથી પ્રત્યેકનાં આર્ષ ગોત્રો પણ પૃથક પૃથક હોવાં જોઇએ એમ ફલિત થાય છે.

ક્ષત્રિયના ઋષિઓમાં ગોરે માત્ર વૈવસ્વતમનુ–પુરૂરવા ગણાવ્યા છે અને વૈશ્યના ઋષિઓમાં ભલન્દન, વાસાશ્વ, સંકીલ, વસુમાન ગણાવ્યા છે. બૌદ્ધાયન વણિકનાં આર્ષગોત્રો વિષે કાંઇજ કહેતો નથી. તે પ્રવરો વિષે કહે છે.

કરવામાં આવ્યો છે तस्माद् गायत्रो ब्राह्मणः त्रैष्टुभो राजन्यः जागतो वैश्यः એ સૂત્રથી ત્રણે વર્ણને જુદાજુદા છંદો કહેલા છે આ વાત યજુર્વેદના ૧૦ મા અધ્યાયમાં જણાવેલી છે. (જુઓ ગુ પ્રેસનું-મનુસ્મૃતિ ટીપ પૃ. ૬૦) આમ જ્યારે છંદો જુદા નિયત કરેલા છે ત્યારે ગોત્રો પણ બ્રાહ્મણ વર્ણથી ભિન્ન હોવાં જોઇએ, એ સિદ્ધ થાય છે.પણ જેમ ગાયત્રી મંત્રથી સર્વ વર્ણને નમી શકે એમ પુરોહિતના ગોત્રથી નમી શકે એ વાત જૂદી છે.

वैश्यानां त्र्यार्षेय प्रवरो भवति
भालन्दन वासाश्व संकीलेति—

બ્રાહ્મણ ગોત્ર પ્રવર્તકોની નામાવલિમાં વૈશ્યગોત્ર પ્રવર્તકોનાં નામ શી રીતે આવ્યાં અને વૈશ્યના ગોત્ર પ્રવર્તકો માત્ર ચાર જણાવ્યા છતાં હાલ ગણાતી અનેક વણિક કોમોનાં ગોત્રોની નામગણના તેમાં શી રીતે થઇ તેના ખુલાસામાં ગોર મહાશય જણાવે છે કે યજમાનનાં અને પુરોહિતનાં ગોત્ર અને તે સાથે પ્રવરો પણ એક જ હોય! આગળ આશ્વલાયન વગેરેનાં પ્રમાણો ઉપરથી એ વાત સિદ્ધ થઇ શકતી નથી સાધારણ માણસ પણ સમજી શકે કે ગોત્રનો અર્થ વંશપરંપરા અથવાં મૂળ પુરૂષ તરીકે કરતાં એવો અર્થ સંભવે જ નહિ અને થતો હોય તો તે વર્ણવ્યવસ્થા થતા પહેલાં જ સંભવે.

વળી આખી વૈશ્ય કોમનાં કેવળ ત્રણજ પ્રવરો હોવાનું બૌદ્ધાયન જણાવે છે. ત્યારે રા. ગોરે દરેક ગોત્ર દીઠ ચચ્ચાર ને પાંચ પાંચ પ્રવરો નિર્દિષ્ટ કરી બતાવ્યાં છે તે કેવી રીતે હોઇ શકે. (જુઓ ઋ. વં. પૃ. ૩૫) વળી એ પ્રવરો બ્રાહ્મણનાં હોય તો વણિકનાં ગોત્રો અને વળી ખાસ ખડાયતા વૈશ્યનાં જૂદાંજૂદાં ગોત્રોની સાથે એકતાવાળાં શી રીતે હોય? વળી એજ ગોત્રોનાં એજ પ્રવરો છે એવી ગણના કયા શાસ્ત્રને આધારે કરી છે તે પણ કાંઇ જણાવ્યું નથી.

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં અસમાન ગોત્રની કન્યાનું ગ્રહણ કરવું કહ્યું છે. अरोगिणींभ्रातृमतीमसमानार्षगोत्रजाम्। યાજ્ઞવલ્ક્ય. અસમાન ગોત્રજા એટલે અસમાન આર્ષની—અસમાન આર્ષગોત્રજા. ઋષિ ઉપરથી આર્ષ શબ્દ થયો છે અને તેનો અર્થ પ્રવર થાય છે. ગોત્રનો અર્થ વંશપરંપરા થાય છે. (गोत्रं वंशपरंपरा प्रसिद्धं।)

આર્ષ અને ગોત્ર તે આર્ષગોત્ર. અર્થાત્ પ્રવર અને ગોત્ર. ( आर्षं च गोत्रं च आर्षगोत्रे ) વંશમાં પહેલું ગોત્ર નામ ને પછી પ્રવર નામ. પ્રવર એટલે આમંત્રણ કરવું તે, એવો એનો મૂળ અર્થ થાય છે. ત્યારપછી આમંત્રણ કરવાનો જેને અધિકાર છે તે, એવો અર્થ થયો કારણ કે તે પ્રાચીન ઋષિઓના વંશજો છે. ધીમે ધીમે એ પ્રાચીન ઋષિઓ જ પ્રવર કહેવાયા. )

વળી गोत्र प्रवरोत्र पृथक् पृथक् पर्युदासनिमित्तम् । तेना समानार्षजामसमानगोत्रजामिति। तथा च 'असमानप्रवरैर्विवाहः इति गौतमः ॥ समान गोत्राया निषेधः ॥

આ પ્રમાણે અસમાન ગોત્ર પ્રવરમાં વિવાહ કરવો એમ તો જૂદા જૂદા શાસ્ત્રકારો ડિંડિમ ઠોકીને કહે છે અને વણિકો ઋષિપુત્ર હોવાથી આર્ષગોત્ર અસમાન જોઇએ એવું એમાં વિધાન છે.

## ૭. પ્રવરોનો પણ અભાવ થતો ગયો.

यद्यपि राजन्यविशां प्रातिस्विकगोत्राभावात्प्रवराभावस्त थापि पुरोहितगोत्र प्रवरौ वेदितव्यो। तथात्त्व 'यजमानस्यार्षे यान्प्रवृणीत' इत्युक्त्वा 'पौरोहित्याञ्राजन्यविशांप्रवृणीते' इत्या हाश्वलायनः ॥ પ્રાતિસ્વિકત્વ એટલે ગોત્ર પ્રવર્તક ઋષિપુત્રત્વ પ્રયુક્તત્વ.

ત્યારપછી ગોત્ર વિશિષ્ટત્વના બંધનનો હ્રાસ થતાં થતાં ક્ષત્રિય વર્ગ છોડી વૈશ્ય માટે તો આર્ષેય ગોત્ર અને પ્રવરની પણ છૂટ મૂકી દેવામાં આવી છે. જુઓઃ-

पुरोहित प्रवरो राज्ञामेते नैव प्रवरो वैश्य प्रवरो व्याख्यातो यद्दिस ऋषीन प्रवृणीयात् मान वैल पौरूवसेति ब्रूयादिति ।

( જુઓ ખ. ગો. પૃ. ૮૯ )

## ૮ છેવટે અવટંકો અને નુખો રહી.

ઉપર પ્રમાણે છૂટ આપ્યા પછી ક્ષત્રિય અને વૈશ્ય કોમોમાં

બહુ અવ્યવસ્થા થવા પામી. ધર્મમાં પણ ફાટફુટ થવા પામી. બૌદ્ધ ધર્મ જોર પર આવ્યો. मौर्यैः हिरण्यार्थिभिरर्च्याः प्रकल्पिताः (મહાભાષ્ય) અર્થાત્ મૌર્યવંશના રાજાઓએ દ્રવ્યલોભને લીધે સાર્વજનિક દેવળો બાંધી પ્રતિમાપૂજનને નિર્મિત કરી પૈસા કાઢવાનો ધંધો શરૂ કર્યો. અશોકનામે બૌદ્ધધર્મી રાજાએ બૌદ્ધધર્મનો પ્રચાર બહુ ઝપાટાથી શરૂ કરાવ્યો. બૌદ્ધલોકોએ આખા હિંદમાં બુદ્ધમૂર્તિ અને બુદ્ધદેવાલયો બાંધ્યાં. એ ધર્મી લોકોએ શિલ્પકળાને ઉત્તેજન આપી ભવ્ય મૂર્તિઓ વાળી કોતર કામથી યુક્ત એવી ગુફાઓ બાંધી. આ લોક બૌદ્ધ મૂર્તિની પૂજા કરતા અને તેઓ મોટા ઠાઠમાઠથી સાર્વજનિક રસ્તાઓમાંથી વાદ્ય ગીત નૃત્ય સહિત વરઘોડો કાઢતા. મૌર્યવંશ પછી કેટલાક શતક સુધી બૌદ્ધધર્મ અને હિંદુધર્મ હિંદુસ્તાનમાં ભાઇબ્હેનની પેઠે વર્તતા હતા. અને હિંદુલોકો ગૌતમબુદ્ધની પ્રતિમાના વરઘોડામાં સામેલ થતા હતા. બૌદ્ધ રીતરિવાજનું તેજ હિંદુધર્મ ઉપર કેટલાક કાળ સુધી ટકી રહ્યું. બૌદ્ધ લોકોના ઉત્સવ, વરઘોડા અને બૌદ્ધ ભિક્ષુઓની યાત્રા-પર્યટણની હિંદુ જનસમાજ ઉપર બહુ છાપ પડેલી છે. આ ઉત્સવપ્રિયતા પુરાણોમાં ઠેરઠેર માલુમ પડે છે તેનું કારણ પણ તેજ બૌદ્ધધર્મની અસર છે.

વિદેશી હુમલાઓની અસર ક્ષત્રિયો ઉપર પુષ્કળ થઇ. સિથિયન અને હુણ લોકોની અસર તેમના ઉપર એટલી બધી થઇ છે કે તેમાંથી અનેક ભેદ પડયા અને તેના પણ પેટા ભેદ થઇ પડયા. મતમતાંતરને પરિણામે અને જૂદા જૂદા ધર્મોની સ્પર્ધામાં વૈશ્યજાતિ પર ઘણી અસર થવા પામી અને વણિક કોમના દેશ-સ્થાન પરત્વે જૂદા જૂદા સમૂહો થઇ પડયા.

આવી સ્થિતિમાં શંકરાચાર્યનું પ્રાગટય થયું અને દેશમાં બૌદ્ધ

ધર્મનો હ્રાસ કરી બ્રાહ્મણધર્મનો પુનરુદ્ધાર કર્યો તેને પરિણામે ક્ષત્રિયોના અને વૈશ્યોના જૂદા જૂદા પ્રકારો થઇ વણિકોના પણ જૂદા જૂદા પેટા વિભાગ થઇ ગયા. ઉપનયન સંસ્કાર લાંબે કાળથી ધર્મ ભેદને લીધે બંધ પડેલો હોવાથી ખાસ કરીને વૈશ્યના ગોત્ર બેમાલુમ થઇ ગયાં. તેમણે પોત પોતાનાં વાડા બાંધી પોતાની ચાલુ અવટંક કે નૂખનેજ ગોત્ર તરીકે ગણી લીધાં અને તેમના આશ્રયે જે બ્રાહ્મણો રહ્યા તે પણ તેમના પુરોહિત બની તેમની અવટંકોનેજ ગોત્ર તરીકે પ્રમાણભૂત ગણી વિવાહ વગેરે કાર્યોમાં એમનોજ ઉપયોગ કરવા માંડ્યો. આ પ્રમાણે ખડાયતા વણિક કોમ જે ઋ. વં. માં કહ્યા પ્રમાણે શંકરાચાર્ય પહેલાની નહિ પણ 'ખડાયતા ગોત્રોત્પત્તિ'માં જણાવ્યા પ્રમાણે તે પછીની છે. તેમાં પણ વપરાતા ગોત્રો તે મૂળનાં વૈદિક ગોત્રો નથી તેમ તેમાંના પ્રવરો પણ આર્ષ નથી, પણ સ્થાન ઉપરથી થયેલી અવટંકો અથવા તો નૂખા છે ને સમજી શકાય એમ છે.

આ અવટંકો કે નૂખા સ્થાન ઉપરથી કે બીજા કોઇ મૂળ પરથી કે અન્ય ખાસિયત ઉપરથી પડેલી છે. પ્રથમ સ્થાન ઉપરથી અવટંકોનાં નામ પડતાં હતાં તે તો આપણે જ્ઞાતિઓનાં પુરાણો ઉપરથી પણ સિદ્ધ કરી શકીએ છીએ. ખડાયતા ગોત્રોત્પત્તિમા એ બાબત સ્પષ્ટ કરી છે (તે માટે જુઓ પૃ. ૧૦૬ થી પૃ. ૧૦૮ સુધી)

ક્ષત્રિય અને વૈશ્યોમાં પુરાણ કાળથીજ ગોત્રોનો અને પ્રવરોનો નિયમ રહેલો નથી માટેજ કલ્પસૂત્રકાર કહે છે કે **पौरोहित्याद्राजन्य वैश्यो:** ક્ષત્રિયોનું અને વૈશ્યોનું ગોત્ર પુરોહિતના ગોત્ર પ્રમાણે સમજવું. ગોરમહારાજ ઋ વં. ના પૃ. ૫૨ કહે છે તે પ્રમાણે નહિ.

**૯. રા. ગોરે સમજાવવા જતાં ખાધેલી ભૂલથાપ.** પુરોહિતો જ્ઞાતિનાં પુરાણો રચવામાં વણિકોનાં આર્ષગોત્રોનું વર્ણન કરે છે.

એ ગોત્રાને ખોટાં માનવાનું આપણને કારણ નથી, પરંતુ જે નામ હાલ ગોત્રાને નામે પ્રવર્તમાન છે તે એ ગોત્રાથી તદ્દન ભિન્ન છે અને તે ઐતિહાસિક દૃષ્ટિએ સકારણ છે. એકજ દાખલો આપીશું તો બસ થશે. શ્રીમાળપુરાણમાં શ્રીમાળી બ્રાહ્મણોનાં અને વણિકોનાં ગોત્રો આપેલાં છે, તેમાં બ્રાહ્મણના ૧૪ અને વણિકોનાં ૩૦ ગોત્રો આપ્યાં છે. વણિકોનાં જે ગોત્રો આપ્યા છે તે નીચ પ્રમાણે છેઃ-

શ્રીમાળી વણિકોના ગોત્ર—કૌશિક, મુદ્‌ગલ, વિશ્વામિત્ર, હરિતસ કાશ્યપ, ભારદ્વાજ, ગૌતમ, પારાશર, આંગિરસ, લોડવાન, વસિષ્ઠ, શાંડિલ્ય, ભાર્ગવિ, વાત્સાયન, સારસ્વત, અત્રિસ, ઉપર, અદ્દલસ, સનકસ, ગૃત્સમદ, વાત્સસ વગેરે. આ ગોત્રામાં પ્રવરો, અવટંકો અને કુળ દેવીઓનું પણ તેમાં વર્ણન છે. ( સ્કંદપુરાણાન્તગત )

શ્રીમાળ પુરાણમા જ્યારે શ્રીમાળી વણિકોનાં ગોત્ર આ પ્રમાણે જણાવ્યાં છે ત્યારે હાલ તેમના ચાલતા ગોત્ર જે રા. બ. હરગોવિંદદાસ ભાઇએ ખડાયતા મિત્રમાં આપ્યાં છે તે એથી તદ્દન ભિન્ન છે એથી સિદ્ધ થાય છે કે એ કોમમાં હાલ ચાલતા ગોત્રો શાસ્ત્રિય નથી પણ અવટંકો પરથી પડ્યાં છે એમ છતાં એ ગોત્રાનો મેળ વૈદિક નામાવળીમા આપેલાં આજ ગોત્રો સાથે ખવડાવવાનો જે મિથ્યા પ્રયાસ રા. ગોરે કર્યો છે તે કેવળ હાસ્યાસ્પદ છે. કારણ કે કોટયર્ક પુરાણ એવું જો કાંઇ હોય તો તેમાં ખડાયતા વણિકોનાં આજ ગોત્રો મૂળ સંસ્કૃત રૂપમાં તેમાં અપાયલાં હોવાં જોઇએ અને તે સાથે તેમનાં પ્રવર, અવટંક વગેરે જોઇએ. જ્ઞાતિના દરેક પુરાણમાં લગભગ એટલું તો હોય છે જ. ત્યારે કોટયર્ક પુરાણમાંના એવા લેખાનો ઉતારો કરી સિદ્ધ કરી આપ્યું હોત તો ખડાયતા વણિકોનાં હાલનાં પ્રચલિત ગોત્રો તે આર્ષ ગોત્રો જ છે એમ માનવાને કારણ મળત. પરંતુ એવું ઋ. વં. માં થયેલું

નથી માત્ર પ્રચલિત ગોત્રોને જ આર્ષગોત્રો ઠરાવી નામાવળીનો મળ કરાવવામાં ગોર મહાશયે ભૂલ થાપ જ ખાધી છે અને તેના પરિણામે યજમાનો કેવળ ભ્રાંતિમાં જ પડી જાય એમ કર્યું છે.

**૧૦ યજમાન પુરોહિતનાં ગોત્ર અને પ્રવરો એક હોય નહિ.** અમારી ખડાયતા વણિક કોમમા એવું છે કે ઘણે સ્થળે વરકન્યા ઉભય પક્ષના પુરોહિત એકજ છે. એવી સ્થિતિમાં બંનેના વૈદિક ગોત્ર પ્રવરો ગોર મહાશયના મત પ્રમાણે એકજ હોય તો તેનો અર્થ શું કરવો ? વળી બંનેના એકજ ગોત્ર હોવાથી કેવાં પરિણામ આવે છે તેનું દૃષ્ટાંત મેવાડા કોમ સંબંધી આપ્યું છે તે માટે જુઓ ખ. ગો. પૃ. ૯૨. અ. વં. પૃ. ૧૩૩ પર બ્રહ્મસૂત્રનો જે આધાર બતાવ્યો છે, તેનો ભાવ એવો નથી કે બંનેના ગોત્રપ્રવર એકજ હોય. તે માટે શો ભાવ હોવો જોઇએ તે માટે ક્રમ ૫-૭ જોવો.

**૧૧ ગોરે યોજેલી શબ્દ સાદૃશ્ય પદ્ધતિ—**

ણુ એ સં. ૨૫ નથી. અ. વં. માં (પૃ. ૧૬) ખડાયતાનાં જે બાર ગોત્રાછે તેની ભાષા જોતાં લેખક રા. દવે એમ તો કબૂલ કરે છે કે તે ગુજરાતી અને કાંઇક માળવી સાદસ્ય જણાય છે. વાસ્તવિક જોતાં રા. ગાંધીના મત પ્રમાણે એ ભાષા ગુજરાતી રાજસ્થાની છે. ડૉ. ગીઅર્સનના મત પ્રમાણે ગુજરાતી અપભ્રંશનું મૂળ રાજસ્થાની ભાષા છે; જ્યારે ઉપર પ્રમાણે ગોર મહાશય ભાષાની સામ્યતા કબૂલ કરે છે ત્યારે તેની સામ્યતાનો સમય વિચાર્યો હોત તોપણ તેમને ખબર પડત કે ગોત્રોનું સ્વરૂપ રાજસ્થાની ઉપરથી ગુજરાતીનું છે તેમ છતાં રા. દવે ગોત્રને છેડે 'ણુ' અથવા 'ણા' મૂકાયા છે તેનો અર્થ નિશ્ચયપણું (ascertainment) બતાવે છે. આ અર્થ સંદિગ્ધ અને જૂના લેખોના અભ્યાસને અભાવે ક્લિષ્ટ છે. ગોર

મહાશયે આ 'ણ્' ને સં. નુ નો અપભ્રંશ થયેલો માની એવો અર્થ કરેલો છે. ખડાયતા ગોત્રોત્પત્તિમાં ( પૃ. ) જણાવ્યું છે કે એ સં. નુ નો અપભ્રંશ નથી પરંતુ 'તણું' એ છઠ્ઠી વિભક્તિના પ્રત્યયનું ટુંકું રૂપ છે. અને જેમને શંકા હોય તેમણે સાક્ષર શ્રીયુત કેશવલાલ હર્ષદરાય ધ્રુવનું વનરાજના તામ્રપટવાળું લખાણ બુદ્ધિપ્રકાશના પાછલા અંકમાંથી જોઇ લેવું. સં. નુ શબ્દ 'ણ્' ના સ્વરૂપમાં નિશ્ચયાત્મક ભાવમાં કોઇ પણ સંસ્કૃત પ્રયોગમાં વપરાતો નથી. આથી નુ એ નિશ્ચયાત્મક અર્થે નહિ પણ છઠ્ઠી વિભક્તિને અર્થે વપરાયેલો છે એમ માનવું વધારે યોગ્ય છે. તેમનાજ બંધુ હરિલાલભાઇના પણ કેટલાક લેખો ઉપરથી આ વિષય ઉપર અજવાળું પડે એમ છે. કેવળ ગોત્રોને વૈદિક ઠરાવવાની ધૂનમાં ગોર મહાશયે ગોત્રો સંસ્કૃતમાંથી ઉતરી આવેલાં માની નિશ્ચયાત્મક નુ નો ણું થયેલો માને છે પરંતુ એવી રીતે કોઇ બ્રાહ્મણ પણ પોતાના ગોત્રને છેડે નુ નિશ્ચયાત્મક પ્રત્યય લગાડી ઉપયોગ કરે છે એવું તો જાણવામાં આવ્યું નથી તેમ પોતે રજુ કરેલી ટીપણીમાં પણ નથી. દેશ ભાષામાંજ કુળની અવટંક તરીકેજ પ્રત્યય વપરાયો છે એ.જ એથી સિદ્ધ થવા ઉપરાંત એવાં ગોત્રો અવૈદિકજ ઠરે છે.

વૈદિક સંસ્કૃતમાં નુ નિશ્ચયાત્મક છેજ નહિ. એમાં નુ એ કારક નામનો પ્રત્યય છે. ( action & agent-nouns ) જેમકે સોનું, ભાનુ, દાનુ, ધેનુ વગેરે. ( જુઓ Vedic grammer P. 258 ) ઉલટું અમુક ગામમા અમુક નાગર વણિકોના જવાથી તેઓ પાછા સ્કંદાયત-ખડાયતમાં આવ્યા તેથી તેઓ એવી અવટંકથી ઓળખાયા એ જે મિ. ગાંધીએ પોતાના ખડાયતા ગોત્રોત્પત્તિમાં ( પૃ. ) જણાવ્યું છે એજ સયુક્તિક, પ્રમાણ સહ અને સિદ્ધાંત અનુસાર છે.

**૧૨. જૈન ખડાયતાઓએ વસાવેલાં ગામો (?)** રા. દવે (ઋ. વં. પૃ. ૧૭) જણાવે છે કે 'ગોત્રનાં નામનાં ગામો હાલ મળી આવેલાં છે તે ખરૂં, પણ તે ગામો અર્વાચીન જૈન થઇ ગયેલા ખડાયતા વૈશ્યોએ વસાવેલાં છે એમ અનુમાન કરવું પડે છે.' તમામ ગોત્રના ખડાયતાઓએ બાર ગામ રજપુતાનામાં વસાવ્યાં એમ કહેવામાં તેમણે કોઇપણ જાતનો આધાર બતાવ્યો નથી, તેમ એ ગામ અમુક કોમ તરફથી અમુક ગોત્રીઓએ વસાવ્યાં એમ ત્યાંનો ઇતિહાસ પણ કોઇપણ ઠેકાણે કબૂલ કરતો નથી, તેમ કઇ સાલમાં તે વસ્યાં તે પણ તેઓ બતાવી શકતા નથી. વણિક ગોત્રો વેદકાલીન છે એમ ઠસાવવાની ખાતર તેમને આવા અનુમાન ઉપર આવવું પડ્યું છે પરંતુ જે કોઇ ગામ વસાવે છે તે પોતાના નામ ઉપરથી વસાવે છે. નહિ કે પોતાના ગોત્ર ઉપરથી. વળી બધાજ જૈન થયેલા ખડાયતા એકજ પ્રદેશમાં જઇ પોતાનાં જૂદાં જૂદાં ગોત્રથી જૂદાં જૂદાં ગામ વસાવે ત્યારે શું ખડાયતામાં એક પણ સ્વતંત્ર બ્રાહ્મણ ધર્મી-ગોત્ર રહ્યુંજ નહિ? બધાજ ગોત્ર જૈનધર્મી થઇ ગયાં, બધાંએ એજ રજપુતાનામાં ગામ વસાવ્યાં ત્યારે આ તરફ વસ્તી રહીજ નહિ? અને ખડાયતાઓથીજ રજપુતાનામાં વસ્તી થઇ? આ માનવું કેટલું ખોટું અને ભૂલ ભરેલું છે તે સહજ સમજી શકાય એમ છે. વળી ખડાયતા જૈન થયાનો સમય ઇ. સ. ૧૧ મા સૈકામાં માનીએ તો તે પછી એ ગામ વસાવ્યા સંભવે પણ તે પહેલાંનાં એ તમામ ગામ -સ્થળો અસ્તિત્વમાં આવેલા છે એમ ઇતિહાસ રસિકો સારી રીતે જાણે છે આ ગોર મહાશયના કહેવા પ્રમાણે જૈન ખડાયતાએ વસાવ્યા છે એ માન્યતા તદ્દન હસવા જેવી છે.

**ક ગોત્રવંશાવલિ-૧. શબ્દસાદૃશ્ય પૃ. ૧૮ થી ૩૬ સુધી ઋ.**

વં. માં ઉપનિષદ, બ્રાહ્મણ ગ્રંથો અને પુરાણ વગેરેમાંથી ઋષિ ગોત્રોની યાદી બતાવી રા. દવેએ ઘણો પ્રયાસ ઉઠાવ્યો છે, પરંતુ તેઓ જણાવે છે કે 'આ ગોત્રો વંશાવલિમાં જોતાં શ્રીમાળી, પોરવાડ, ઓસવાલ, ખડાયતા, અને જે કોઇ બીજાં રા. બા. કાંટાવાળાએ પોતાના લેખમાં બતાવ્યાં છે તેની તારવણી અને સંસ્કૃત મૂળ ગોત્રોની તારવણીની એક વાક્યતા કરવા માટે આ સાથે ટીપણ સામેલ રાખ્યું છે.' પરંતુ એકલા શબ્દસાદશ્યથી જ વણિક ગોત્રો વૈદિક ઋષિગોત્રોનાં રૂપાતર થયેલાં છે એમ ઉપર જણાવેલાં કારણોથી માની શકાય નહિ. વળી જે શબ્દોનું મળતાપણું માની લેઇ મૂળ સં. નામ લીધેલા છે તે ઉપરથી અપભ્રંશ થઇ હાલના સ્વરૂપે ગોત્રો પ્રવર્તમાન છે એમ માનવાને અપભ્રંશ અથવા પ્રાકૃત નિયમનો આધાર પણ દર્શાવ્યો નથી. કેટલાંક નામોમાં તો શબ્દસાદશ્ય પણ નથી. દાખલા તરીકે:—

| ગોત્રનું નામ. | સં. મૂળ ઋષિવંશાવલિમાંથી |
|---|---|
| કલ્યાણું. | **ઉપસ્વતિ** (પૃ. ૨૭) અન્ય સ્થળે **સ્વસ્તિતર** ઉપરથી થયેલું કહે છે. (પૃ. ૩૩) |
| કંગરાણું. | **કૈકરસપ** (પૃ. ૨૮) એજ પૃષ્ટમાં બીજે ઠેકાણે વળી **કક્ષરાયણ**નું અપભ્રંશ કહે છે. |
| ગુંદાણું. | **ગદાયન** (પૃ. ૨૯) બીજે ઠેકાણે એને બદલે **ગૌદ**:ના રૂપ લેઇ તેનું મૂળ ગૌડિનિ બતાવ્યું છે. |
| નાણું. | **ધનંજ્યા** (પૃ. ૩૦) |
| ભટસ્યાણું. | **ભત્સ્ય**. બીજે ઠેકાણે વળી **ભૂતિ** ઉપરથી થયેલું બતાવે છે. (પૃ. ૩૧) |
| નાંદોલું. | સં. **નાદૌણિ** (પૃ. ૩૦), સં. **નડાયન** (પૃ. ૩૫) |

મેરવાણું. સં. મહિયવ.

શાવલાણું. સં. શૈલા ઉપરથી ( ૩૩ ) અન્યસ્થળે શાવાસ્ય ઉપરથી કહે છે. ( પૃ. ૩૪ )

નદીઆણું. સં. નડાયન ( પૃ. ૩૦ ) નંદિભવ ( પૃ. ૩૫ )

આ ઉપરથી જણાય છે કે રા. દવેનો મત ચોકકસ નથી. માત્ર સં. રૂપો લેઈ તે ઉપરથી શબ્દ સાદૃશ્ય જોઇ અનુમાન કર્યું છે. તેઓ સ્પષ્ટપણે કહે છે કે ( પૃ. ૩૪ ) ઉપરની અકારાદિ અનુક્રમણિકામાં જે મેળ કરવામાં આવ્યો છે તે સર્વાંશે ખરોજ છે એમ માનવાનું નથી. વાંચનારે પોતે જ પોતાના ગોત્રનો મેળ પકડી લેવા બોધ કર્યો છે પરંતુ એવો મેળ પકડવા યત્ન કરવો શા અર્થે? એમ મારી મચરડીને મેળ પાડવાથી શું સાર્થક? કેવળ સં. ઋષિવાચક નામ ઉપરથી થયેલાં મનાવવાની ખાતર જ? અને એમ મનાવવાને કાંઇ આધાર? રા. દવેનો મત એ પ્રમાણે ચોક્કસ હોય તો તે માટે બીજાં પ્રમાણો આપવાં જોઇતા હતાં, પણ તે આપેલાં નથી. પૃ. ૩૫ ઉપર જે ગોત્રો અને તેના પ્રવરો આપ્યાં છે તે પ્રમાણે એ ખડાયતા વૈશ્યનાં જ છે અને અન્ય કોઇ બ્રાહ્મણોનાં કેમ નહિ? અર્થાત્ બ્રાહ્મણ અને વૈશ્યનાં પ્રવરો એક શી રીતે હોઇ શકે?

આ ગોત્ર વંશાવળીમાં શ્રીમાળી, પોરવાળ, ઓસવાળ, મેવાડા વગેરેનાં ગોત્રો પણ વૈદિક ગણ્યાં છે અને તે માટે પણ ટીપણીમાં નોંધ કરી છે. પરંતુ એ પ્રમાણે શ્રીમાળી અને ઓસવાળોનું મૂળ બ્રાહ્મણકુલોત્પન્ન ગણી ઇતિહાસને ખોટો પાડવાનું સાહસ કર્યું છે. ઉપરની જ્ઞાતિઓમાં ક્ષત્રિત્વનો અંશ છે એ તો એમનાં ગોત્રો જ સ્પષ્ટતાથી કહી આપે છે. વધારે ખાત્રી કરવી હોય તો શ્રીમદ્ જૈનાચાર્ય બુદ્ધિસાગરજીની 'પ્રતિમા લેખ સંગ્રહ'ની પ્રસ્તાવના જોઇ

લેવી. અર્થાત્ આ કોમોમાં ક્ષત્રિત્વનું મિલન થયા છતાં તેમનાં ગોત્રોની પસંદગી પણ આ નામાવલીમાંથી કરવાનું સૂચવવામાં આવે છે એ ગોર મહાશયની કેટલી બધી ધાર્મિક ધૃષ્ટતા કહેવાય!

ङ. **અર્થસાદશ્ય** પૃ. ૩૮ માં રા. ગોર ગુર્જર, કનોજ, કંબોજિયા વગેરેને અર્થસાદસ્ય ગોત્રો ગણાવે છે અર્થાત્ એમને વૈદિકથી જુદાં ગોત્રો માને છે. આ ત્રણે ગોત્રો સ્થળવાચક છે અને એ નિવાસસ્થાનો ઉપરથી ગોત્રો થયા છે એમ રા. દવે જો કે સ્પષ્ટ કરતા નથી તો પણ એજ અર્થનો બોધ થાય છે. જ્યારે એ પ્રમાણે સ્થળબોધક ગોત્રો રા. ગોર અન્ય કોમમાં હોવાનું માને છે ત્યારે ખડાયતા વણિકોમાં એ પ્રમાણે સ્થળસૂચક કેમ ન હોય તે સમજાતું નથી.

રા. ગોરના સિદ્ધાંત પ્રમાણે જોઇએ તો એ રીતે તો આખી સૃષ્ટિના લોકો ઋષિપુત્રો છે. કારણ કે કશ્યપ અને અદિતિથી તમામ સૃષ્ટિ થયેલી પુરાણોમાં કહી છે. ઇંગ્લાંડ, જર્મની અને ઋષિઓનો દેશ જે ઋષિક–રુશિયા તથા આપણી નજીકના ગોત્રીઓ જે પારસીઓ તે બધા જ ઋષિપુત્રો. અને હાલના કાયસ્થ અને મહારાષ્ટ્રી તમામ દ્વિજવર્ણો પણ ઋષિપુત્રો જ તથા આયંગર અને આયર જેવી દ્રાવિડીઅન જાતો પણ ઋષિપુત્રો જ! એમનાં ગોત્રો જોવાં હોય તોપણ આ વંશાવલીમાથી જોઇ લેવાનો ગોર મહાશય ઉપદેશ કરે છે!

વધારે આશ્ચર્યકારક તો એ છે કે ગોર મહાશયે એક સ્થળે જણાવ્યું છે કે ( ઋ. વે પૃ. ) પુરોહિતનાં ગોત્ર તે જ વૈશ્યનાં ગોત્ર. બંનેનાં ગોત્રો એક જ છે. **પુરોહિતો મૂળ ગોત્રો રાખે છે ત્યારે યજમાને તેમના વંશજોનાં રાખે છે!** તેના પુરાવામાએક દાખલો આપી જણાવે છે કે જ્યારે ગોર મરી જાય ત્યારે પ્રથમ શિષ્ટ યજમાનો

સ્નાન કરતા હતા. પરંતુ એમ તો જે વૈષ્ણવ મહારાજની કંઠી બાંધી તેમને ગુરૂ માન્યા હોય તે પણ દેવ થાય છે ત્યારે અમે નાહીએ છીએ અને કોઇ મહાન નેતા ગુજરી જાય છે ત્યારે હડતાલ પાડી શ્મશાનયાત્રામાં જઇ સ્નાન કરીએ છીએ, પણ તે ઉપરથી અમારા મહારાજના અને તે લોક નાયકનાં ગોત્રો તે જ અમારાં ગોત્ર છે. એમ કહી શકાય છે? એ તો એક શ્રદ્ધા છે, લાગણી છે, ધર્મની ભાવના છે. પુરોહિત અને યજમાનનાં ગોત્રો એક જ છે એમ કહેવું એ કેવળ ગોરમહાશયની ધૃષ્ટતા જ છે. અર્થાત્ આ બધી પુરોહિતોની પોપલીલા જેવી કર્મલીલા જ છે. બાકી પોતાના ગોત્રને અભાવે પુરોહિતનું ગોત્ર લેવાનો ઉદ્દેશ એ જ હોવો જોઇએ કે પુરોહિત તે પોતાના ગુરૂ છે તેથી તેમને નામે વ્યવહાર કરવો; કારણ હિતાહિતનો સ્વામી એ છે. એટલા માટે નહિ કે તેમનું ગોત્ર અને યજમાનનું ગોત્ર એક છે તેથી. કેવળ શબ્દ સાદૃશ્ય તે આ રીતે તદ્દન નકામું જાય છે. ગોત્રનું સ્વરૂપ નક્કી કરી કાંઇ કાર્યકારણનો સંબંધ બતાવી કળા અને ઇતિહાસના આધારે શબ્દ સાદૃશ્યની કલ્પના કરી હોત તો તે ઠીક હતું પરંતુ એમ તો **ક્ષુરવસી** કે **વેત્રાસન** વગેરે કલ્પિત નામો આપી તેમાંથી ખુરશી શબ્દને શબ્દસાદૃશ્યની કલ્પનાથી મેળ ખવડાવી તેમાંથી એ શબ્દની ઉત્પત્તિ થઇ છે એમ કહેવું તે જેટલું વજુદ વગરનું અને હસવા યોગ્ય ગણાય તેટલું જ આ નામાવલીમાંથી ૮૪ જ્ઞાતિના વણિકોનાં તમામ પ્રચલિત ગોત્રો ઋષિગોત્રાવલીમાંથી પસંદ કરી લેવાનો ઉપદેશ કરવો એ ખોટું છે. એમ તો ટેનીસનને તાનસેન પણ કહેવાય!

**૧૨. તાત્પર્ય.**

**ગોત્રો અવૈદિક હોઇ સ્થળનો જ બોધ કરે છે.** ઇ. સ. પૂર્વે

સાતમાથી તે ઈ.સ. પૂ. બીજા સૈકા સુધીના વચગાળાના સમયમાં વર્ણોમાં ઘણો ફેરફાર થયેલો જણાય છે અને ખાસ કરીને વૈશ્ય કોમોમાં મોટો ફેરફાર કાળયોગે થયો હતો. આમ થવાનું કારણ બૌદ્ધધર્મની અસર હતી. બૌદ્ધધર્મમાં વર્ણભેદ નહતો. વર્ણવ્યવસ્થા ઉપર ગોતમબુદ્ધના ઉપદેશની અસરથી જબરો આઘાત થયો અને પરિણામે બધી વર્ણોમાં અવ્યવસ્થા થવાથી છેવટ શ્રીમદ્ શંકરાચાર્યે ઈ. સ. ના આઠમા સૈકામાં વર્ણોની પુનર્ઘટના કરી ઈ. સ. ની શરૂઆતથીજ ચારવર્ણો મટી અનેક વર્ણો અને પેટાકોમો થઇ ગઇ હતી. અને તે ઉપરાઉપરી પરદેશી હુમલાઓને આભારી હતી. જ્યારે આ પ્રમાણે બોદ્ધાયનના સમયમાં ચાલતા વૈશ્યનાં વૈદિક ગોત્રો તથા પ્રવરો અવ્યવસ્થાને લીધે બંધ પડવાથી કાત્યાયનના સમયમાં પુરોહિતનાં ગોત્રોનો ઉપયોગ ચાલુ થયો હતો અને તેવોજ ઉપયોગ કરવાની શંકરાચાર્યે જ્ઞાતિઓની પુનર્ઘટના કર્યા પછી પણ શાસ્ત્રકારોએ અને કુલગુરૂઓએ આજ્ઞા કાયમ રાખી છે. પરંતુ તે સાથે દશમા સૈકા પછી જ્યારે અનેક વર્ણવિભાગ થઇ જ્ઞાતિ વિભાગ થઇ પડયા અને વૈશ્ય વર્ણના વિભાગમાં વણિક કોમો છુટી પડી ત્યારે એ પ્રથક પ્રથક કોમના કુલગુરૂઓએ પોત પોતાના વાડાની અવટંકો ઉપરથી ગોત્રો નિયત કર્યાં અને તેમને વૈદિક ગોત્રો જેટલુંજ મહત્વ આપી ચાલુ રાખ્યાં અને તેમાં પણ જેમને પોતાનું ગોત્ર વિસ્મૃત થયું હોય તે પોતાના પુરોહિતના ગોત્રનો ઉપયોગ કરી શકે એવી છૂટ રાખી પાછલાં ધર્મશાસ્ત્રો ઉપરથી આપણને એ બાબતની ખાત્રી થાયછે. જેમને પોતાના ગોત્રની ખબર નહોય તેમ પુરોહિતના ગોત્રની પણ ખબર નહોય તો કશ્યપ ગોત્રનો ઉચ્ચાર કરવો એ જે ધર્મશાસ્ત્ર કહે છે તેનું રહસ્ય એ જ છે. ' ખડાયતા ગોત્રોત્પત્તિમાં ' પૃ. ૮૬ થી ૯૩ સુધીમા આ ઉપરાંત જુદી જુદી રીતે પ્રમાણો આપી

હકીકત સિદ્ધ કરી છે કે વણિક ગોત્રો શુદ્ધ વૈદિક નથી તેમ સં. માંથી રૂપાંતર પામેલાં નથી. પણ કેવળ નિવાસસ્થાન ઉપરથી પડેલી હાલની અવટંકો ઉપરથી જ નિયત થયેલાં છે.

**ब. વિદ્વાનો શું કહે છે?**

હાલની ઘણીખરી વણિક કોમો રજપુત સંસ્થાનમાંથી ગુજરાતમાં ઉતરી આવેલી છે તે તો ઇતિહાસના રસજ્ઞ વાંચનારાઓ સારીપેઠે જાણે છે. કવિશ્રી નાનાલાલના Interview માં પણ જે હકીકત ખડાયતા મિત્રના તંત્રીએ આપેલી છે, અને તેમાં ખડાયતા વણિકોનાં ગોત્ર સ્થળ બોધક હોઇ તેમનાં સ્થાન રજપુતાનામાં હોવાં જોઇએ એવો મત કવિશ્રીએ ખુલ્લી રીતે દર્શાવ્યો છે તે ખડાયતામિત્રના વાંચનારાથી અજાણ્યું નથી. 'ખડાયતા ગોત્રોત્પત્તિ' માં એ સ્થળો રજપુતાનામાં કયે કયે ઠેકાણે આવેલાં છે. ત્યાં નાગરો શી રીતે કયા સમયે કયા કારણે ગયા અને ત્યાંથી પોતાના મૂળ વતન સ્કંદપુર તરફ આવ્યાથી ખંડાયતા નામ કેવી રીતે પડયું તે આબેહુબ સપ્રમાણ શૈલીથી જુદાં જુદાં પુસ્તકોનો આધાર બતાવી સિદ્ધ કર્યું છે. ખડાયતા વણિકનાં ગોત્રો આ પ્રમાણે વૈદિક નહિ પણ અવટંક ઉપરથી પડેલાં છે તે વિષે ખાત્રી થાય છે. રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા પણ ખડાયતા વણિકોનાં ગોત્ર બ્રાહ્મણના જેવાં વૈદિક નથી પણ અવટંક ઉપરથી થયેલાં માને છે (જુઓ ખડાયતામિત્ર વાળો વણિક ગોત્રોના લેખ.)

**क. પ્રત્યક્ષ પ્રમાણ.**

**હજી પણ સુરાષ્ટના ખડાયતાઓ પોતાનાં ગોત્રોનો અવટંક તરીકેજ ઉપયોગ કરે છે, અને પત્રવ્યવહારમાં પણ એજ વપરાય છે.** જેમકે નરસાણા કાનજી ગોવિંદજી અર્થાત્ હજુ

પણ અટકને બદલે ગોત્રાનાં નામ વપરાય છે. (જુઓ ખ. મિ. માં નો રા. ગાંધીનો લખ તેમ તે ઉપરથી લીધેલી ઋ. વં. પૃ. ૩ ઉપરની તંત્રીએ લખેલી ટીપ) આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે ખડાયતાના ગોત્રો વૈદિક ઋષિકુલોત્પન્ન નથી પરંતુ અવટંકા રૂપેજ પ્રસિદ્ધિને પામ્યાં છે.

**ક.–અન્ય શાસ્ત્રીઓ શું કહે છે ?**–વળી મનુસ્મૃતિની ટીપમાં વૈશ્ય ગોત્રો વિષે લખતાં વિદ્વાન શાસ્ત્રીઓ-પંડિત નથુરામ મહાશંકર તથા પ્રાણજીવન હરિહર પંડયા જેવાઓ પણ લખે છે કે 'અમે એક અવટંકાવાળા અથવા તો એક નુખવાળા છીએ એવું જ્ઞાન જે પુરૂષોની સાથે હોય તેવા પુરૂષોની સાથે પણ કન્યા લેવાદેવાનો વ્યવહાર કરવો નહિ.'

આ પ્રમાણે 'ખડાયતા ગોત્રોત્પત્તિ'માં યોજેલી વસ્તુસ્થિતિ ઐતિહાસિક પ્રમાણોથી સિદ્ધ થાય છે એટલુંજ નહિ પણ બીજા વિદ્વાનો–શાસ્ત્રીઓના અભિપ્રાયો પણ તેમના મતને ટેકો આપનારાં છે, તેમ પ્રત્યક્ષ પુરાવાથી પણ એ વાત સિદ્ધ થાય છે અને એ રીતે ખડાયતા વણિક ગોત્રો અવૈદિક હોઇ અવટંકો ઉપરથી પડેલાં વ્યક્ત થાય છે ત્યારે આપણા ગોરમહારાજ એ ગોત્રોને વૈદિક હોવાનું માની લઇ પોતાની વૈદિક ગોત્રોની નામાવલી આગળ કરેછે. કાર્યકારણનો સબંધ તેમા કાંઇપણ બતાવવામાં આવ્યે નથી તેમ પ્રમાણો પણ સ્પષ્ટ ન''.

ઉભય ગ્રંથકારોની કલ્પનાઓમા કઇ કલ્પના બંધબેસતી, ગૌરવવાળી ઐતિહાસિક પ્રમાણોવાળી અને માન્ય થાય એવી છે તે જોવાનું કામ અમે વાંચનારનેજ સોંપીએ છીએ અન્ય લેખકો અને અન્ય પ્રખર શાસ્ત્રીઓ પણ વણિક ગોત્રો વૈદિક ન પણ હોય અને ગોત્ર જેવાજ બલવાળી અવટંકો કે નૂખો હોય એ કબુલ કરે છે અને એ માન્યતા ખડાયતા ગોત્રોના મતને જ પુષ્ટિ આપે છે, તે કહેવાની જરૂર નથી.

**૧૩. ગોત્રજા દેવી.** દેવી–શક્તિ અનાદિ છે. પાણિનીના સમયની પણ પૂર્વેની છે તેથી વેદ ઉપનિષદ્‌માં પણ તે છે. પ્રકૃતિ અનાદિ છે એ તો સૌ કોઇ માને છે. પરંતુ સામાન્ય દેવી અને ગોત્રજા દેવીની કલ્પનાઓ વચ્ચે બહુજ સમયાંતર છે. બંનેની કલ્પના એકજ પ્રકારની નથી. પ્રકૃતિ–માયા તે કોઇ કોઇની ગોત્રદેવી કે કુળદેવીથી પ્રખ્યાત નથી એ તો નિર્વિવાદ છે કે ગોત્રની કલ્પના પહેલી અને ગોત્ર–કુળદેવીની કલ્પના પાછલા વખતની છે. વેદ, ઉપનિષદ્ કે પાણિનીના ગ્રંથોમાં અમુક ગોત્રની અમુક ગોત્રદેવી એવી કલ્પનાજ નથી તો પછી ગોત્રની માતા કહેવાય જ શી રીતે ?

કૃષ્ણે હરણ કર્યું તે પૂર્વે રૂક્ષ્મણીએ કુળદેવીનું પૂજન કર્યું હતું એવો ઉલ્લેખ ભાગવત દશમ ઉત્તરાર્દ્ધમાંથી રા. ગોરે કર્યો છે. પરંતુ એ ઉલ્લેખ કૃષ્ણના સમયનો નથી પરંતુ ભાગવત રચાયું તે વખતના રીત રીવાજનું એથી સૂચન થાય છે. ગોત્ર–વંશ માટે પ્રગટ થયેલી માતા એવો અર્થ કરીએ તો તે પણ યુક્ત નથી કેમકે એથી તો કુળદેવીઓ પહેલી અને ગોત્રો પછી એવો ક્રમ રાખવો પડે કે જે ક્રમ. વેદ, ઉપનિષદોથી વિરૂદ્ધ છે. ગોત્રજા–ગોત્રની માતા એવો સંબંધ ષષ્ટાંત કરવા કરતાં સંપ્રદાનાર્થે અર્થ કરવો વધારે ઇષ્ટ છે એમ ગોર મહાશય જણાવે છે ( પૃ. ૪૦ ) તે આથી ખોટું પડે છે. મહાશય પોતે જ જણાવે છે કે ગણેશ પૂજન વખતે ગોર યજમાનને ત્યાં માતૃકા પૂજન કરાવે છે તેને વસોધારા કહે છે અને તેજ ગોત્રજા દેવીની નિશાની છે. " આ મહાશયના પોતાના શબ્દોથીજ ગોત્રજા તે ગ્રામરક્ષક અથવા કુળરક્ષક ઠરે છે. વસોધારા શબ્દ ભૂમિવાચક–સ્થળવાચક છે અને તેથી અમુક સ્થળની દેવી અર્થાત્ ગોત્ર કન્યકા અને તે ઉપરથી લાક્ષણિક અર્થે રક્ષક દેવી ઠરે છે. અર્થાત્ ગોત્રજા

દેવી તે ગામ દેવી કે રક્ષક દેવી નથી એમ જે મહાશય (પૃ. ૩૯) જણાવે છે તેમાં તેમનાજ શબ્દોથી વદતોવ્યાઘાત દોષ આવે છે માટે ખડાયતા ગોત્રોત્પત્તિમાં પૃ. પર જણાવ્યું છે તે પ્રમાણે ગોત્રજા દેવીઓ તે કુળની રક્ષક દેવીઓજ છે એક દાખલો આપીશું તો બસ થશે. આનંદપુર-વડનગર અને ખેડાનો પ્રદેશ એક વખત લાટમંડળ તરીકે જાણીતો હતો, તેથી તેના મધ્યસ્થળે અર્થાત્ ખેડાની નજીક જે આશાપુરી માતાનું સ્થાનક છે તે લાડ અથવા લાડ વાણિયાઓની ગોત્ર દેવી અથવા રક્ષક દેવી ગણાય છે; જ્યારે અન્યવર્ગની એ સામાન્ય દેવી છે. પાટણ નજીક નિંબજ ગામે નિંબજા દેવી છે, અને તેનું મંદિર તેરમા સૈકા જેટલું પ્રાચીન હોઇ હાલ જીર્ણ અવસ્થામાં છે, છતાં હજામની એક કોમ ત્યાંથી ફૂટાયલી હોવાના કારણે નિંબજા એ તેમની ગોત્રદેવી ગણાય છે. અને તેઓ નિંબજીઆ અથવા લીમચીઆ તરીકે ઓળખાય છે. શ્રીમાળીઓમાં શ્રીમાળની લક્ષ્મીદેવી એ ખાસ દેવી છે. આ દેવીનું પૂજન તો એક સામાન્ય દેવી તરીકે બધા લોકો કરે છે, તેથી એ દેવી અમુકની ખાસ રક્ષક દેવી અથવા કુળદેવી નથી એમ કેમ કહી શકાય? આ પ્રમાણે જે તે કોમની ખાસ દેવીઓ અથવા રક્ષક દેવીઓ હોય છે અને તે તેમની ગોત્રજા કહેવાય છે અને તે નામ સ્થળ ઉપરથી પડેલાં હોવાથી ગોત્રનાં નામ અને ગોત્રદેવીઓના નામ એક સરખી રીતે મળતા આવે છે. સંપ્રદાનાર્થે અર્થાત્ ચતુર્થીમા અર્થ લેતાં પણ એજ ભાવ લાક્ષણિક અર્થે તરી આવે છે અર્થાત્ ગોત્ર-વંશ માટે પ્રગટ થયેલી માતા એવો લાક્ષણિક અર્થ પણ કેવળ ખોટો નથી. બંનેનો ભાવ એજ સૂચવે છે કે આ ગોત્રની દેવીઓ તે રક્ષક દેવીઓ છે. આ પ્રમાણે રા. દવેની કલ્પના કેવળ અસમાચીન છે. રા. મણિલાલે પણ વિમળ પ્રબંધના

અનુવાદમાં ગોત્રજાને ગામની કે ગોત્રની રક્ષક દેવીઓ કહી છે. આથી 'ખ. ગો.' અને વિમળ પ્રબંધના અનુવાદકનો મતજ વિવિક્ષિત છે. વેદ સંસ્કારમાંથી જે અવતરણ આપ્યું છે તેનો અર્થ પણ વાંચનારને ભ્રમમાં નાખે એવો વિચિત્ર કર્યો છે. જુઓ ઋ. વં. પૃ. ૪૨

**याऽअकृन्तन्नवयंयाऽअतन्वत । याश्चदेवीस्तन्तूनभितो ऽततन्थतास्त्वादेवीर्जरसेसंव्ययस्व । आयुष्मतीदंपरिधत्स्ववासः**

આમાં દેવી શબ્દ છે તેનો ગોત્રજા દેવી અર્થ કર્યો છે તે તદ્દન ખોટો છે. કન્યાને વસ્ત્ર પહેરાવતાં વર આશીર્વાદ આપે છે તે વખતનો આ શ્લોક છે. તેમાં વસ્ત્રનું પરિધાન કર અને દીર્ઘાયુષી થા એવું વર પોતાની કન્યા-સ્ત્રીને કહે છે. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં પણ આ કન્યાને ગોત્રજા કહી છે. જેમણે જુનાં સંસ્કૃત નાટકો વાંચ્યાં હશે અને તેનો જે ખરો અર્થ સમજતા હશે તે તો જાણતા જ હશે કે દેવીનો અર્થ આર્યા-આર્ય અથવા સુધરેલી સ્ત્રીને સંબોધીને વપરાતો હતો. એમાં દેવી શબ્દ માતૃકા દેવીને સંબોધીને છે જ નહિ. જો ગોત્રજાનું જ એથી સૂચન થતું હોત તો ગોત્રજાની કલ્પિત મૂર્તિ ગ્રહણ કરી તેને વસ્ત્ર પહેરાવવાનો રીવાજ હોત. જે ગોર અમને પરણાવવાની વિધિ કરે છે તેમના જ તરફથી આવા ભ્રાંતિમય અર્થ થાય એ કેટલું શોચનીય છે (પૃ ૪૫)

જે માતૃકા દેવી તરીકેની કલ્પના છે તે ગોત્ર કન્યકાના અર્થ ઉપરથીજ પાછળથી થવા પામી છે. 'ગોતરડાં ઉતારો કે ગોરજી, વહુ માગે છે સવૈયો ગોરજી, વહુનો બાપ ભવાયો ગોરજી' ઇ. જે સૂચન છે તે તો ગોત્ર કન્યકા-સ્ત્રીને સંબોધીનેજ છે, અર્થાત્ એમ કહેવાનો આશય એજ છે કે હે ગુરૂદેવ, આ સ્ત્રીનાથી ગોતરડો એટલે વંશની પરંપરાનો ઉતાર કરો. નહિ કે ગોત્ર માતૃકાથી.

કહેવાની જરૂર નથી કે આમ ગોત્ર કન્યાના અર્થમાં ગોત્રજાનો

અર્થ ગોત્ર રક્ષક કે ગોત્ર સંવર્ધક દેવી તરીકે ગણાઇ લાક્ષણિક અર્થે તે એક ગ્રામરક્ષક દેવી થઇ પડી. અને ગ્રામ રક્ષક દેવી તરીકે ગણાતાં જ્યારે ગામ ઉપરથી ગોત્ર થયાં ત્યારે તેમને ગોત્રદેવી તરીકેનું સ્થાન પ્રાપ્ત થયું.

કોટયર્ક મંદિરમાં હાલ જે ગોત્રજા દેવીઓને નામે દેવીઓ ઓળખવામાં આવે છે, તે દેવીઓની તે મંદિરમાં સ્થાપના આજથી ૪૦–૪૨ વર્ષ ઉપર જ થએલી એમ 'ખ. ગો.' નું કહેવું છે, તે પર ગોર મહાશય આક્ષેપ મૂકે છે. વાત ખરી છે કે ત્યાંના મુખીયાજીના મુખે જ એ હકીકત તેના લખનારને મળી છે અને એ દેવીઓના મૂળ સ્થાન ખડાતના ખંડેરોમાં કયાં હતાં તે પણ તેમણે ત્યાના વાંધામા નજરો નજર તેમનાં માણસોની મારફતે જોયાં છે. અર્થાત્ એ કાંઇ કલ્પના નથી. એથી અમને તો એમ જ જણાય છે કે ગોર મહાશયને દરેક ધર્મનું સ્થાન પ્રાચીન, પ્રાચીનતર અને પ્રાચીનતમ ગણાવાને બદલે અર્વાચીન હોવાનું સાંભળવાનો કંટાળો આવે છે. કોટયર્ક પુરાણ આજકાલનું હોય એમ જો સાબીત કરવા જઇએ તો ગોરમહાશય બહુ જ છેડાઇ પડે એમ જણાય છે. પરંતુ એમ શા માટે જોઇએ? કોઇ પણ સ્થાન કે કોઇ પણ ગ્રંથ પ્રાચીન હોય કે અર્વાચીન હોય તેથી કાંઇ તેની મહતા વધતી કે ઘટતી નથી. તેની મહતા કાળ પરત્વે નથી પણ તેમાંના સત્ય કે તત્ત્વ પરત્વે છે. સત્ય વસ્તુને કાલ બાધક નથી તેને કાલની અસર થતી નથી. જે અર્વાચીન છે તેને અર્વાચીન કહેવાથી મહત્વ ઘટતું નથી, તેમ જે અર્વાચીન તેને પ્રાચીન કહેવાથી મહત્વ વધતું નથી. જે છે તે છે–જે પોતાનું તેજ ઇષ્ટ. પછી તે આજનું હો કે સેંકડો વર્ષનું હો. આમ છતાં ગોર મહાશય રા. ગાંધીને બાળ બુદ્ધિમાં ગણી કાઢે છે. પરંતુ મહાશયે જાણવું જોઇએ કે યજમાનો

પુરોહિતોની હાજી હા ભણે એ વખત હવે વહી ગયો છે! પછી તેમાં તેઓ ન ફાવે તો યજમાનની બાલચેષ્ટા કહે કે ગમે તે કહે તેની અમને પરવા શી!

કોટયર્કનો શબ્દાર્થ—કોટયર્ક શબ્દનો અર્થ ગોર મહાશય બહુ આશ્ચર્યકારક કરે છે. કોટિનો અર્થ જગો અને અર્કનો અર્થ યજ્ઞ નારાયણ કર્યો છે. અર્થાત્ યજ્ઞ કરવાની જગો તેજ ખડાતનું પાંચ હજાર વર્ષ પરનું કોટિ નામનું તીર્થ હતું (૧૨) મહાભારતમાં જે કોટિ તીર્થ કહ્યું છે તે આજ એમ તેઓ જણાવે છે. જૈન પટ્ટાવલીમાં જે કોટિકાખ્યગણ છે તેને મહાશય કોટયર્ક ગણે છે. (પૃ ૧૨૩)

**૩૪ કોટયર્કનું સ્થાન મહાભારતના બનાવ જેટલું પ્રાચીન!**

મહાભારતમાં વર્ણેલું કોટિતીર્થ તે વડનગર અંતર્ગત કોટયર્કનું નથી. એના કારણો યુક્તિસર ખડાયતા ગોત્રોત્પત્તિમાં (પૃ. ) અપાયલા છે. તેમ કોટયર્ક તીર્થને બદલે કોટિતીર્થથી અર્થ પ્રયોગ કરવાનું મહાભારતમાં કાંઇ કારણ હોય એમ માનવાને આધાર નથી. અને કોટયર્ક તીર્થ તથા એનું ખડાત નામક સ્થાન મહાભારતમાં વર્ણ્યું નથી. વગેરે કારણો દર્શાવી મહાભારત રચાયાના કાળ પછી ઘણા લાંબા સમયે કોટયર્ક તીર્થનું અસ્તિત્વ રા. ગાંધી માને છે.

**૩૫ કોટયર્કનો શબ્દાર્થ.**

રા. ગોર કોટિનો અર્થ બહુ વિચિત્ર કરે છે. એટલે કે કોટિ=જગા જગો માટે કોટિ શબ્દ સંસ્કૃત વાઙમયમાં વપરાતો નથી અને જે વપરાયો છે તે જુદા અર્થમાં. એ અર્થ માટે જુઓ ક્રમ.

રા. ગાંધી કોટયર્કનો શબ્દાર્થ આ પ્રમાણે કરે છે. કોટિ કરોડો. અર્ક=કિર્ણ, સૂર્ય, અર્કનો મૂળ અર્થ સૂર્ય થાય છે. અર્કનો વૈદિક અર્થ સૂર્યજ છે. વેદમાં અને ઉપનિષદમાં તેને હિરણ્યગર્ભ

કહ્યો છે અને છેવટના વૈદિક કાળમાં તે યજ્ઞ શબ્દનો પણ પર્યાય વાચી શબ્દ થયો છે. જ્યારે આર્યો ઉત્તરધ્રુવ તરફ વસતા હતા ત્યારે ઉત્તર ગોળાર્ધમાં જ્યારે સૂર્ય આવતો અર્થાત્ ઉત્તરાયનના સૂર્ય થતા ત્યારેજ યજ્ઞો શરૂ થતા અને જ્યારે સૂર્ય દક્ષિણાયનમાં જતો ત્યારે યજ્ઞો બંધ પડતા. દેવલોક અને પિતૃલોકની કલ્પના પણ તેમાંથીજ જન્મી છે. આ પ્રમાણે સૂર્ય, પ્રજાપતિ અને યજ્ઞ એ ત્રણે શબ્દો પર્યાય રૂપે પ્રચલિત હતા. વખત જતાં છેવટે પૌરાણિક કાળમાં એજ સૂર્યની યજ્ઞનારાયણ તરીકે પૂજા ચાલુ થઇ અને વિષ્ણુ તરીકે ભાગવત ધર્મમા દાખલ થઇ. સૂર્ય અને વિષ્ણુ વેદમા એકજ અર્થનું સૂચન કરે છે. વિષ્ણુના ત્રણ ડગલા તે સવાર, મધ્યાન્હ અને સાંજ એમ મેક્ષમ્યુલર, રોમેશચંદ્રદત્ત વગેરેના પુસ્તકો અથવા નિરૂક્ત ગ્રંથ જેમણે જોયો હશે તેની ખાત્રી થયા વિના રહેશે નહિ. સૂર્ય શબ્દ યજ્ઞનો પર્યાય છે તે લોકમાન્ય તિલકના Arctic Home of the Vedas અથવા Orion એ પુસ્તક જેમણે વાચ્યા છે તેઓ ખાત્રી પૂર્વક માને છે.

આમ છતાં ગોર મહાશય જણાવે છે કે અર્ક નો અર્થ સૂર્ય આ સ્થળે થતો જ નથી ( પૃ. ) સૂર્યની ઉપાસના ખડાતભૂમિમાં થતી જ નહિ અને યજ્ઞનારાયણની અથવા વિષ્ણુની પૂજા થતી. એમ કહેવું કેટલું ભૂલ ભરેલુ છે તે વાંચનારને સમજાશે. ખડાતભૂમિમાં ખડાતનીભૂમિમાં સૂર્યોપાસના ચાલતી હતી અને યજ્ઞો થતા હતા અર્થાત્ તે યજ્ઞ નારાયણની ઉપાસના કહો કે સૂર્યોપાસના કહો તે એકજ હતું. ખડાયતા ગોત્રોત્પત્તિમાં રા. ગાંધીએ ખડાયતાની કોમ જેમાંથી નીકળી છે એવી નાગર કોમ–ખાસ કરીને નાગર બ્રાહ્મણો સૂર્યોપાસક હતા અને તે પછી તેઓ ભાગવત ધર્મી થયા છે એમ જણાવ્યું છે

અને તે નાગર ત્રિમાસિક, નાગરોત્પત્તિ, ગુજરાતીના છેલ્લા અંકો વગેરેના લેખો જેમણે વાંચ્યા છે તેમને મિ. ગાંધીના લખાણમાં જરાપણ શંકા ઉત્પન્ન થતી નથી.

ખડાયતાની ઉત્પત્તિ નાગરમાંથી થઇ છે તેનાં ઐતિહાસિક પ્રમાણો ખ. ગો. માં બહુ સારાં આપ્યાં છે. વડનગર (મૂળ નામ આનંદપુર) ના નાગરો ઇ. સ. પૂ. બીજા સૈકાથી પ્રસિદ્ધિમાં આવ્યા. ક્ષત્રપ રાજકાળમાં તેઓ આચાર અને શીલ માટે બહુ જાણીતા હતા, અને રાજધર્મમાં પણ પ્રખ્યાત થયા હતા. ધીમે ધીમે ક્ષત્રપ રાજસત્તા બદલાઇ ગુપ્ત રાજાઓએ આનર્ત લીધું તે વખતે નાગ લોકોના આક્રમણોને લીધે નાગરો ભિન્નમાલ, રાજપુતાના, સૌરાષ્ટ્ર અને નાંદોદ તરફ આશ્રય માટે નાગરોને દોડવું પડયું. આ રાજકાળમાં સ્કંદપુર વસ્યું અને સૂર્યપૂજાના તીર્થ તરીકે યજ્ઞો ચાલુ થયા. આરંભમાં અધવાસ અને પાછળથી નિવાસ અર્થે વડનગરની બહારના પ્રદેશમાં રહેવા માંડયું. (ગુજરાતી તા ૬ ઠી સપ્ટેમ્બર ૧૯૨૫) મહાન્ યજ્ઞ યાગાદિ થતા ગયા અને અગ્નિહોત્રાદિક પણ ચાલુ થયા. ગુપ્ત રાજાઓના સમયમાં નાગરોએ ગિરાસદાર, પુરોહિત અને રાજકવિ રૂપે પ્રતિષ્ઠા મેળવી હતી. ત્યારપછી વલભી રાજકાળમાં સુરાષ્ટ્રમાં તેમ ગુર્જર, રાષ્ટ્રકૂટ અને ચાવડા વંશી રાજાઓના સમયમાં તેઓએ રાજસેવા કરી.

શૈવોપાસના જ્યાં મુખ્ય હતી ત્યાં સૂર્યોપાસના અને ભાગવત વૈષ્ણવ ધર્મે અવકાશ મેળવ્યો. ( જુઓ એજ ગુ. અંક ) અને બૌદ્ધો તથા જૈનધર્મીઓનો નિકટ સહવાસ થતાં બૌદ્ધ અને જૈનસાધુ તથા વિદ્વાન તરીકે પંકાવાનો લોભ લાગતાં નાગરત્વને છોડી વિધર્મી થવાનો ચેપ પણ શરૂ થયો. (તેજ અંક) સ્થવિર, સ્થૂળીભદ્ર અને શકટાળ મૂળ નાગરો હતા.

ગુર્જર રાજાઓના સમય પહેલાં નાગરો પુરોહિત, મંત્રી, રાજ-કવિ અને ગિરાસદાર થયા હતા. તેઓએ ગુર્જર રાજકાળમાં દીવાની અને લશ્કરી જીવનનાં કાર્યોમાં હાથ ઘાલ્યો. આમાં તેમણે પ્રતાપ પાડયો અને ત્યાંના મિહિરભોજે એક તરફ પંજાબ અને બીજી તરફ સુરાષ્ટના કિનારા સુધી પોતાની સીમા લંબાવી તેમાં નાગરોમાં નાગભટ્ટ અને તેના અનુયાયીઓએ વિજયશાળી ભાગ ભજવ્યો હતો.

આ મધ્યકાલમાં ગુજરાતમા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્રોમાં જ્ઞાતિઓ, ઉપજ્ઞાતિઓ, સમવાયો, તડાં તફાં વગેરે અનેક અને અગણિત ભેદોપભેદો પડવા માંડયા હતા. જેઓ કનોજ અને ગુર્જરદેશ તરફથી સ્કંદદેશ તરફ પાછા પોતાની મૂળ ભુમિ તરફ વળ્યા તે સ્કંડાયતા, ખંડાયતા – કહેવાયા, કારણ કે એ સમય જ એવો હતો કે વાડા તડોતડ જુદા પડી જતા.

ભિન્નમાળ, મેવાડ, કનોજ અને રાજપુતાનાનાં રાજ્યોનાં રણ સંગ્રામો અને રાજ્ય કારભારમાં નાગરોનો કાંઇ નાનોસુનો હિસ્સો નહોતો.

આ બધું નિરુપણ રા. ગાંધીએ પ્રમાણો આપી સિદ્ધ કર્યું છે (જુઓ ખ. ગો. પૃ. ૧૦૮ થી ૧૦૯ સુધી.)

આ પ્રમાણે ખડાયતાઓની ઉત્પત્તિ નાગરોમાંથી હોઇ કોટયર્કનું સ્થાપન પ્રથમ નાગરોએ કર્યું. ક્ષત્રપોના સમયમાં તેઓ સૂર્યોપાસક હતા. અને ગુપ્ત રાજાઓના સમયમાં તેઓ ભાગવતધર્મી થઇ સૂર્યનું વિષ્ણુરૂપે કોટયર્કને નામે સ્થાપન કર્યું અર્થાત્ ભગવાનના હાથ નીચે બે મૂર્તિઓ છે તે નંદ અને સુનંદ પાળીઆંનું સુચન કરે છે. બ્રાહ્મણો સૂર્યોપાસક હતા, અર્કનો અર્થ સૂર્ય થાય છે અને સૂર્યનો અર્થ વિષ્ણુ થતો એ હકીકત અન્ય લેખકોના આધારે ભ્રમ મૂલક નથી, એટલું જ નહિ પણ ઉલટું ગોરમહાશયે કરેલો કોટિ શબ્દનો અર્થ

ભ્રમમૂલક છે એમ કહીશું તો કાંઇ ખોટું નથી. (ઋ.વં. પૃ. ૧૪) કોટયર્કની પૂજા મૂળ વૈદિક સૂર્યની પૂજા છે અને ગુપ્ત રાજ કાળમાં પુરાણોનો સમુદ્ધાર થવાના અરસામાં એ જ સૂર્ય મૂર્તિમાન્ અવતારી વિષ્ણુના રૂપે પૂજાયો કે જે ભાગવત ધર્મનું ખાસ લક્ષણ છે. અર્થાત્ વૈદિક સુર્યોપાસનામાંથી ભાગવત ધર્મની વિષ્ણુ પૂજા દાખલ થઇ છે. આ પ્રમાણે નાગરોમાં સૂર્યોપાસના ચાલુ હતી અને પાછળથી ભાગવત ધર્મ ચાલુ થયો હતો તે ખડાયતા ગોત્રાત્પત્તિમાં વિગતો સાથે રા. ગાંધીએ બતાવી આપ્યું છે. ગોર મહાશયની કલ્પના ખોટી નથી, તે અર્ક શબ્દનો સાંમટો અર્થ યજ્ઞનારાયણ–વિષ્ણુ કરે છે. પરંતુ દંતકથાઓમાં છેલ્લી પાયરીનો એ અર્થ છે, તે જો તેઓ સમજ્યા હોત તો અર્કનો અર્થ અત્ર સૂર્ય અસ્થાને છે એમ કહેત નહિ કારણ કે અર્કનો મૂળ અર્થ સૂર્ય છે અને પછી તે લાક્ષણિક અર્થે યજ્ઞ અને વિષ્ણુના અર્થમાં યોજાયો છે તે ભાષાવિશારદોથી અજાણ્યું નથી.

વિષ્ણુએ વૈદિક ઉત્તરકાલમાં પ્રધાન દેવ તરીકે ઇન્દ્રની જગો લીધી હતી. વ્યાપક અને શીઘ્રગામી એવો સૂર્ય એવો એનો અર્થ થતો હતો. જ્યારે કીરણો ચારે તરફ વ્યાપે છે ત્યારે સૂર્ય–અર્ક એ વિષ્ણુ કહેવાય છે. પૃથ્વી, આકાશ અને બીજાં ભુવનો એ સર્વમાં વ્યાપી રહ્યાનું વર્ણન ઋ. વે. ( ૧-૨૨-૧૫૪ ) માં છે. આ આખું વિશ્વ તેનાં ત્રણ પગલામાંજ ખલાસ થઇ ગયું છે, વૈદિક દેવમંડળમાં ઇંદ્ર કે વરૂણ, સવિતૃ કે અગ્નિથી ઉતરતા દરજ્જાનો એક દેવ હતો. વિષ્ણુએ દેવોમાં જે પ્રધાનપણું મેળવ્યું તે શતપથ બ્રાહ્મણના પછીજ. અર્થાત્ પૌરાણિક કાળમાંજ પરમાત્મા તરીકે તેની દંતકથાઓ રચાઇ. વિષ્ણુનાં ત્રણ પદોના અર્થ જુદા જુદા વિદ્વાનોએ જુદા જુદા ભાવમાં કરેલા છે, પરંતુ જે અર્થ કર્યા છે તે બધાજ સૂર્ય અર્થનેજ લાગુ પડે છે.

**પ્રબોધિની એકાદશી**–વિષ્ણુ ચાર માસ પર્યંત સુપ્ત (સુતેલા હોય છે એમ જે પુરાણમાં કહેલું છે, તેથી પણ એજ અર્થનું સૂચન થાય છે. ચાર મહિના અંધકારના ગણાય છે અને વૃત્રના સ્થાનમાં વિષ્ણુ ઇન્દ્રને વૃત્રનો પરાભવ કરવાના કાર્યમાં અને ઉષા, સૂર્ય તથા યજ્ઞને પાછા મેળવવાની કૃતિમાં સહાય કરે છે. વિષ્ણુ ક્ષીરસમુદ્રમાં અહિ–શેષશય્યામાં નિદ્રા લે છે એવું જે પુરાણમાં વર્ણન છે તેમાંના અહિ અને સમુદ્ર તે પૃથ્વીની નીચેનો પાતાળમાંનો સમુદ્ર અને વૃત્રરૂપ અહિ એમજ સમજવાનું છે.

આ પ્રમાણે વિષ્ણુનો વૈદિક અર્થ સૂર્ય થાય છે અને વિષ્ણુ પરમાત્મા તરીકે પૂજાય છે અને દંતકથાઓ રચાઇ છે તેતો પૌરાણિક કાળમાજ, વિન્સેન્ટ સ્મિથનામતે ગુપ્ત રાજકાળમાં અથવા તે અરસામાં ( જુઓ ખ. ગો. )

વળી કોટયર્ક શબ્દમાંનો **અર્ક** શબ્દ સૂર્યનેજ સૂચવે છે તેનાં કારણો ખ. ગો. માં રા. ગાંધીએ આપ્યા છે અને તેના સમર્થનમાં જણાવ્યું છે કે કોટયર્કના પર્યાય શબ્દ મધુરાદિત્ય, મધુરાર્ક અને મધુહાહરિ એવા નામ પદ્મપુરાણમા આપેલા છે. ( જુઓ ખ. ગો. પૃ. ૮૩ ) અને એ તમામ શબ્દો મૂળ ભાવનામાં સૂર્યનુંજ સૂચન કરે છે. મધુરાદિત્ય મધુર+આદિત્ય, મધુર અર્થાત્ નમ્ર પ્રચંડ નહિ એવો જે સૂર્ય તે અને તેજ વિષ્ણુ. લો. મા. તિલકે વિષ્ણુનો અર્થ નમ્ર સૂર્યજ કર્યો છે. Vernal Equinox વસંત સંપાત આગળનો નમ્ર સૂર્ય તેજ વિષ્ણુ, આ પ્રમાણે વૈદિક અને પોરાણિક કાળ વચ્ચેના વિષ્ણુ શબ્દનો અર્થ છે. ભાગવત ધર્મમાં વિષ્ણુને પરમાત્મા તરીકે ઓળખાવ્યો છે, અને એ ધર્મ ગુપ્ત રાજકાળમાં બહુજ વૃદ્ધિ પામેલો હતો તે ખ. ગો. માં બતાવ્યું છે. મધુરાર્ક શબ્દ પણ એજ અર્થને સૂચવે છે. અને એટલાજ

**મારે વિષ્ણુને સત્વગુણીદેવ કહ્યો છે.**

૩૭ **મધુહાહરિનો** પણ એજ અર્થ થાય છે મધુ અર્થાત્ અંધકાર રૂપ રાક્ષસ તેને **હા** અર્થાત હણનાર હરિ રૂપ કિર્ણ. હરિ શબ્દ વેદમ સુર્ય કિરણનો વાચક છે. એજ મધુહાહરિ પ્રબોધોત્સવ નો મૂળ અર્થ પણ સુર્યની ભાવનામાંજ છે, ઉપનિષદોમા એનો અર્થ કર્મફલ અથવ વાસના છે. એ વાસનાને હણનાર તે મધુહા પુરાણમાં એજ મધુ રાક્ષસ કહ્યો છે. એને હણનાર તે મધુહાહરિ. એમનું પૂજન કરત મધુ અર્થાત કર્મફલનો નાશ થાય છે ને મોક્ષની સિદ્ધિ થાય છે એ વિષ્ણુની મૂર્તિમાં જો સુર્યની ભાવના જતી કરીએ તો તદ્દ એ અર્વાચીન સાંપ્રદાયિક મૂર્તિજ થઇ જાય. એ મૂર્તિના હાથ નીચે જે બે નાની મૂર્તિઓ છે તે બે સંપાતબિંદુઓના ચિન્હ રૂપ છે, જેને પૌરાણિક ભાષામાં બે પોળીઆને નામે-નંદ સુનંદને નામે ઓળખાવવામ આવ્યા છે. મિ. ગાંધીની આ કલ્પના તદન બંધ બેસતી છે એટલુંજ નહિ પણ કોટયર્કની સ્થાપના તે નાગરોની ભાગવત ધર્મની ચઢતીમ ગુપ્ત રાજકાળમાં થયેલી છે એ મતને વિન્સેન્ટ સ્મીથ, લો. મા. તિલક વગેરે સમર્થ લેખકોના અભિપ્રાયોનો ટેકો મળે છે. વેદમાં હરિ શબ્દ સ્વતંત્ર દેવત ાવાચક નથી. પુરાણમાં એને દેવતા તરીકે વિષ્ણુરૂપે ઠરાવ્યો છે

## ૩૮. અર્કનામક બીજી કોઇ મૂર્તિ હિંદમાં નહોતી ?—

ગોર મહાશય જણાવે છે કે પૂર્વે ખડાત ગામ સિવાય કોઇપણ ઠેકાણે અર્ક નામવાળી કોઇ મૂર્તિ હતી નહિ પણ ખડાતમાંજ આવેલ હતી. ( પૃ. ૭૩ ઋ વં. ) વળી અર્ક એટલે સૂર્ય નહિ સૂર્યની પૂર્વે તે પ્રગટ થયેલા છે. સૂર્યને પોતે બનાવનાર છે એવું બેહુદુ લખાણ કર્યું છે. ઇતિહાસની અજ્ઞાનતાને લીધે અને કાંઇક અંધ શ્રદ્ધાને લીધે એમ થયું છે કેમકે મારે કહેવું જોઇએ કે કટક પ્રાંતની દક્ષિણે પુ

જીલ્લામાં ઓરિસાના કિનારા ઉપર કોણાર્કનું દેવળ (કનરક) આવેલું છે. (કોણ=ખૂણો+અર્ક=સૂર્ય) એટલે ઓરિસા પ્રાંતનો સૂર્યને સ્વાધીન કરેલો ખુણો એવો અર્થ ઇતિહાસકારોએ કર્યો છે અહીં સૂર્યનારાયણનું એક મંદિર છે જેને અંગ્રેજોએ black pagoda એવું નામ આપ્યું છે. આ મંદિર જગન્નાથથી ૧૯ મૈલ,કટકથી ૪૩ મૈલ, અને કલકત્તાથી ૨૩૫ મૈલ છે. આ મંદિર ઇ. સ. ૧૨૭૩ અને ૧૨૮૨ની વચ્ચેની બંધાયલું હોય એમ જણાવવામાં આવે છે. હાલમાં તે એક ખંડેર જેવું થઇ ગયું છે. (જુઓ ફર્ગ્યુસન, વિન્સેન્ટસ્મીથ અને જનરલ કનિંગહામના લેખો) આ ઉપરથી ખાત્રી થશે કે અર્ક અર્થાત્ સૂર્ય નારાયણની ભાગવતધર્મી મૂર્તિઓ હિંદમાં બીજે સ્થળે પણ હતી

વળી કોટયર્કની પ્રાચીનતાનો સંબંધ દંતકથામાં તથા પુરાણમાંની કથાઓ સાથે જોડવામાં આવ્યો છે તેમ કોણાર્કની મૂર્તિનો સંબંધ પણ છેક સાંબની દંતકથા સાથે જોડવામાં આવ્યો છે.

આ પ્રમાણે કોટયર્ક શબ્દ મૂળ સૂર્યની ભાવનામાં કેટલો અર્થ સૂચક છે અને કેટલા વ્યાપક અર્થમાં વિષ્ણુ તરીકે પૂજાય છે તે વાચકોને સમજાશે. એવા વિસ્તૃત ભાવવાળા શ્રી કોટયર્ક દેવને પ્રણામ હો !

## ૩૯. કોટયર્ક એ મહાભારતનું કોટિતીર્થ નથી.

આ બાબત ખ. ગો. (પૃ.    ) માં સ્પષ્ટ કરી બતાવી છે. કોટિનો અર્થ ગોર મહાશયે કર્યો છે તે બરાબર નથી. કોટિનો અર્થ કોશ પ્રમાણે કરવા જઇએ તો છેડાનું-છેડા પર આવેલું એવો થાય છે. છેક પૂર્વ તરફ ગયા તીર્થ આગળ કોટિતીર્થ આવેલું છે તેમ છેક દક્ષિણ તરફ શ્વેતબિંદુ રામેશ્વર તરફ એ તીર્થ પુરાણોમાં પ્રસિદ્ધ છે. રામે સેતુ બાંધ્યો ત્યાં આગળ ચોવીસ તીર્થો કહ્યા છે:-જુઓ,

एवमुक्त्वा मया विप्राः समुद्रे सेतुबन्धनम् ।

* * *

**चतुर्विंशति तीर्थानि संति सेतौ प्रधानतः**

જેમકેઃ—ચક્રતીર્થ, સીતાસર, અમૃતવાપિકા, બ્રહ્મકુંડ હનુમતકુંડ, અગસ્ત્યતીર્થ, રામતીર્થ, લક્ષ્મણતીર્થ, જટાતીર્થ, અગ્નિતીર્થ, ચક્રતીર્થ, શિવતીર્થ, શંખતીર્થ, યામુનતીર્થ, ગંગાતીર્થ, ગયાતીર્થ, અને છેવટ કોટિતીર્થ.

**ततः शंखाभिधं तीर्थं ततो यामुनतीर्थकम्**
**गंगातीर्थं ततः पश्चाद् गयातीर्थं मनन्तरम्**
**ततः स्यात् कोटितीर्थाख्यं साध्यानाममृतं ततः**

સ્કંદ મહાપુરાણ તૃતીયે બ્રહ્મખંડે સેતુ મહાત્મ્ય અ. ૩

આ પ્રમાણે જો પશ્ચિમ તરફ છેડાનું તીર્થ હોય તો તે દ્વારકાં હોય. પરંતુ કોટયર્ક નજ સંભવે. વળી અર્ક શબ્દ જે મુખ્ય અર્થનો દર્શક છે તેનો લોપ કેમ થઇ શકે ? વળી શ્વભ્રમતી નદી આગળ આવેલી ખડાયતની—કુશવાળી ભૂમિમાં એ કોટિતીર્થ આવ્યું એમ માનવાને મહાભારતમાં કે પુરાણમાં ખડાયત શબ્દ નો ઉલ્લેખ બિલકુલ આવેલો નથી

વળી મધુ નામના પૌરાણિક અર્થવાળા રાક્ષસને ખડાયતની અર્થાત્ કુશવાળી ભૂમિમાં જ વિષ્ણુએ હયગ્રીવ અવતાર લેઇ માર્યો એવું માનવાને કાંઇ જ પ્રમાણ નથી. ઉલટું એમ માનવાને કારણ મળે છે કે મથુરાં (મધુપુર) ની આસપસની ભૂમિમા મધુ રહેતો અને તે ઉપરથી ત્યાં તેને વિષ્ણુ અવતારે માર્યો હતો. આમ છતા ખડાનમાં જ મધુ કૈટભને માર્યા હતા અને તે પણ પ્રબોધિની એકાદશીને રવિવારના રોજ એ શું માનવા જેવું છે ? પ્રબોધિનીના દિવસે માર્યા એ દંતકથા વૈદિક અર્કશબ્દે સૂર્યની જ દંતકથા પરથી ઉતરી આવેલી છે તે વિદ્વાનોને સહજ સમજાય એવી છે.

આાં ઉપરથી જણાશે કે કોટયર્ક શબ્દમાં અર્ક શબ્દની ચ્યુતિ કરી કોટિશબ્દ લેવાનો નથી અને એ પ્રમાણે મહાભારતના કોટિતીર્થ સાથે મેળ ખવડાવવાનો યત્ન કરવો નિરર્થક છે.

**૪૦ ભાગવત ધર્મ.**

કોટયર્કની મૂર્તિ સૂર્યની ભાવનામાં નારાયણની મૂર્તિ છે. આ ધર્મભક્તિ રૂપે ઋગ્વેદ સંહિતા અને શ્વેતાશ્વતરાદિ ઉપનિષદ્માં જણાય છે. એમાં પરમાત્માના સાક્ષાત્કાર માટે ભક્તિનું પરમ સાધન માન્યું છે. વેદના બ્રાહ્મણ ભાગમાં પરમાત્માને યજ્ઞમાં પ્રત્યક્ષ કરવાની અને ઉપનિષદ્ ભાગમાં એને અંતરમાં અને બાહ્યવિશ્વમાં અનુભવવાની ઇચ્છા એ ભક્તિમાંથી જ પ્રગટ થઇ છે. આ ધર્મની વ્યવસ્થા નારદ, શાંડિલ્ય આદિ મુનીઓએ કરેલી છે. એનું વિશિષ્ટ સ્વરૂપ ‘ સાત્વત ’ નામના ક્ષત્રિઓએ બાંધ્યું હતું, એમ ભાગવતના નામાન્તર ‘ સાત્વર ’ શબ્દથી અનુમાન કરવામાં આવ્યું છે. વળી એજ મતનો પાચરાત્રને નામે અને ‘ એકાયનીશાખાને નામે મહાભારતનો શાન્તિપર્વના નારાયણી પ્રકરણમાં ઉલ્લેખ કરેલો છે. કાળે કરી આ ભક્તિપંથ પ્રવર્તાવા માંડ્યો હતો. એમાં ઉપદેશાતી વાસુદેવ ભક્તિનો પાણિની અને પતંજલિમાં ઉલ્લેખ છે. ઇ. સ. પૂ ૨૦૦ થી ઇ. સ. પૂ. ૧૦૦ સુધીના લેખો જડી આવ્યા છે એ લેખોમાં વાસુદેવ-સંકર્પણાદિની ઉપાસના—જે પાંચરાત્ર મતનો મુખ્ય ઉપદેશ છે—એનો સ્પષ્ટ ઉલ્લેખ છે. એટલુંજ નહિ પણ ઇ. સ. પૂ ૧૫૫ ના એક લેખમાં તો તક્ષશિલા નગરના હિલિયોડોરસ નામના એક યવને ( ગ્રીક ) વાસુદેવને -જેને એ લેખમાં ‘ દેવદેવ વાસુદેવ ’ કહ્યા છે—ગરૂડ ધ્વજ અર્પણ કર્યાની વાત છે, એ ઉપરથી એ સંપ્રદાય હિંદુસ્તાનમાં કેવો અને કેટલે સુધી ફેલાયો હશે એની પણ કલ્પના થશે. અર્થાત્ ભાગવત્ત મત મૂળ વેદના ઉપબૃંહણ રૂપેજ ઉત્પન્ન થયો

હતો અને પાછળથી વેદથી સ્વતંત્ર અને સમાન કોટિના આગમ તરીકે ગણાવાનો દાવો કર્યો.

આ પ્રમાણે હોવા છતાં આ ભક્તિપંથ પ્રથમ ખડાતમાં જ ઉત્પન્ન થયો અને બીજે કોઇ ઠેકાણે હતો નહિ અને ઇ. સ ૬૧૧ પહેલાં એ પંથની મૂર્તિ હતીજ નહિ એમ જે ઋ. વં. કહ્યું છે તે કેટલું અયોગ્ય છે તે જણાઇ આવ્યા વિના રહેશે નહિ. પૌરાણિકોએ હિન્દુદેવતાનાં નવિન ક્ષેત્રો નિર્માણ કર્યા, તેમાં હિંદુત્વ ને કાયમ રાખવા માટે પૌરાણિકોથી વેદને તેમજ સ્મૃતિને બિલકુલ જ તિલાંજલિ આપવાનું બની શકયું નહિ, અને તેટલા માટેજ દેવતાઓમાં વેદમાંનાં ઘણાંખરાં નામ કાયમ રાખી દેવતાનાં સ્વરૂપો માત્ર બદલી તે સંબંધી કથાઓ ઘડી કાઢેલી જણાય છે નાગરો સૂર્યોપાસનામાંથી આ નારાયણ–વાસુદેવ ભક્તિપર ગુપ્ત રાજ અમલમાં દઢ થયા હતા. તે ખ. ગો. માં પણ બતાવ્યું છે. ( પૃ. ૪૮ ) હયગ્રીવ, એ એક સાંકેતિક શબ્દ છે. પુરાણમાં એ અવતારી વિષ્ણુ તરીકે લેખાયો છે. એને માટે નીચેનો કથા ભાગ છેઃ—

**૪૨. હયગ્રીવ.**

'બ્રહ્મા કમળનેત્ર હિરણ્યગર્ભ કમળને વિષે અનિરૂદ્ધ થકી ઉત્પન્ન થયા. તેમણે સર્વ લોકોને જળમય દીઠા. તે સૃષ્ટિ સરજતા હતા તેવામાં તે કમળન એક પત્રમાં નારાયણે કરેલાં બે જળનાં બિંદુઓ દેવે જોયાં તેમાંના એક બિંદુમાંથી મધુ નામે દૈત્ય નીકળ્યો અને બીજામાંથી કૈટભ નીકળ્યો. એ બંને દૈત્યોએ બ્રહ્માના હાથમાંથી ચાર વેદોને લઇ લીધા અને જળથી ભરેલા મહાસમુદ્રમા પેસી ગયા. એવી રીતે વેદોનું હરણ થયું. આથી બ્રહ્માએ નારાયણની સ્તુતિ કરી ત્યારે તેમણે હયગ્રીવરૂપે અવતાર ધારણ કરી રસાતળમા જઇ ઉદ્ગીત સ્વર ઉચ્ચારે

કર્યો તે સાંભળી મધુ કૈટભ તે વેદોને ત્યાં સ્થિર કરી સ્વર સાભળવા ગયા એટલે હયગ્રીવે તે વેદો લઇ આવી બ્રહ્માને આપ્યા. મધુ કૈટભે વેદો ચોરાયાની હકીકત જાણી ચોર શોધતા શોધતા અનિરૂદ્ધ સ્વરૂપે રહેલા નારાયણુ પાસે આવ્યા અને બંને-ઉભય પક્ષમાં યુદ્ધ થતાં નારાયણે તે બંને અસુરોને હણ્યા.'

આધ્યાત્મિક દ્રષ્ટિએ એનો ઉપનય આ પ્રમાણે થઇ શકે છે. અશ્વ-હય શબ્દ ગતિનો સૂચક છે અને બ્રહ્માની ઇચ્છાથી એ રૂપ ધરવું પડ્યું છે. બ્રહ્મા એ મન છે. અનિરૂદ્ધ શબ્દ ગતિની અપ્રતિરોધ શકિતનું રૂપક છે. એ શકિત નારાયણુમાં રહેલી છે એનું હયગ્રીવ શબ્દથી સૂચન થાય છે. અહીં કમળ એ આકાશ છે. કમળનાં બે બિંદુ તે આદિ રહિત અને અંતરહિતનું સૂચન કરે છે. બે દૈત્ય તે આદિમાંથી ઉત્પન્ન થયેલો રજોગુણરૂપ મધુ અને અંતરહિતમાંથી ઉત્પન્ન થયેલો તમોગુણરૂપ કૈટભ સમજવાં. વેદોનું હરણુ તે રજોગુણુ અને તમોગુણુનું કાર્ય છે તેથી મધુ અને કૈટભે હર્યા એમ કહ્યું છે. રજોગુણુ અને તમોગુણુ જ્યારે દુનિયામાં બહુ પ્રવર્તે છે ત્યારે ભગવાન અવતાર લે છે. અથવા બીજી રીતે કહીએ તો જ્યારે રજો અને તમોગુણુની અત્યંત વૃદ્ધિ થાય છે ત્યારે ભગવાન-ઇશ્વરીસત્તા સજા કરે છે. રજો અને તમોગુણુ વધતા ધર્મનો લોપ થાય છે અને વેદાજ્ઞા પળાતી નથી, તે વેદોનું હરણુ થવા બરાબર છે પાતાળ એ તમસ્નું સ્થાન છે તેથી વેદો પાતાળમાં ગયા એમ કહ્યું છે. ઇશ્વરી શક્તિથી વેદોનો પુનરૂદ્ધાર થયો તે વેદ પાછા આણ્યા બરોબર છે. મધુ અને કૈટભ હણાયા અર્થાત્ રજો તમોગુણનો પરાજય થયો ને સત્વગુણનું સ્થાપન થયું.

હયગ્રીવ શબ્દ વેદમાં નથી. Vedic Indexમાં એ નામ જ નથી, તેમ ઉપનિષદ્‌માં પણુ એ શબ્દ વપરાયો નથી. પહેલવહેલો

એ શબ્દ મહાભારતમાં નજરે પડે છે અને મહાભારત રચાયાનો સમય ઇ. સ. પૂ. ૩ જેટલો પ્રાચીન હોવા વિષે વિદ્વાનોનો અભિપ્રાય છે. ( જુઓ ખ. ગો. પૃ. ૨૨ ) આથી અત્ર આધ્યાત્મિક અર્થજ ગ્રહણ કર્યો છે. હયગ્રીવ જે વિષ્ણુના અવતાર તરીકે ગણાય છે તે પુરાણ-કાળથીજ અને પુરાણોવી નવી ઘટના ઇતિહાસકારો ઇ. સ. ના પાંચમા સૈકામાં ગુપ્તરાજ્યના સમયમાં થયેલી માને છે

**૪૨. ખડાયતા શબ્દની વ્યુત્પત્તિ,** ગોર મહાશયે ખડાયતા શબ્દની વ્યુત્પત્તિ જૂદે જૂદે અર્થે જૂદી જૂદી રીતે કરી છે, તે કેટલી ભૂલ ભરેલી અને ભાષાના નિયમથી વિરૂદ્ધ હોઇ કેવી કપોલ કલ્પિત છે તે જોઇએઃ-

(૧) **खडायता—खट्+आयता. आयता**=ઇચ્છનારા. On dependence. **खटः** અર્થાત્ બદ્ધમૂષ્ટિ છે એવો જે ખટક તે (પૃ. ૪૬ ) **खटक** એટલે જે માણસનો ધંધો સાટાં તેખડાંની સરતે લગ્ન કરાવવાનો છે તે એવો કર્યો છે. આવો અર્થ ખડાયતા બ્રાહ્મણો માટે પોતે જ કર્યો છે એ ખડાયતા બ્રાહ્મણો માટે કેટલું નીચું જોવડાવનારો છે તે સહજ સમજાય એમ છે. જે બ્રાહ્મણો બુદ્ધમુષ્ટિવાળા છે તે માત્ર સાટાં તેખડાં કરાવનાર જ ! વાહ ! ગોરનું-પુરોહિતનું કર્તવ્ય એ હોય ! આમ રા. ગોરમહાશયનો આ અર્થ કેવળ ખોટો અને ભૂલ ભરેલો છે. બંધમુષ્ટિનું જે ધોરણ ખડાયતા બ્રાહ્મણોમાં રહેલું છે તે મૂળ નાગર બ્રાહ્મણોના જ પ્રાચીન રીતરિવાજનો પડછો છે એમ મિ. ગાધીનું જે કહેવું છે તે જ યુક્તિસર છે. ( જુઓ ખ. ગો. પૃ ૨૫)

(૨) **खंडायता**-પંચજ્ઞાનેંદ્રિય અને છઠ્ઠું મન જેનું વશ થયું છે તે ખંડાયતા એવો આધિદૈવિક અર્થ કર્યો છે પરંતુ આ અર્થ આધિદૈવિક નથી પરંતુ આધ્યાત્મિક છે. (પૃ. ૪૭) ઇતિહાસની બાબતમાં આવા અર્થ નભી શકતા નથી. એવો અર્થ કરતાં પહેલાં ખડાયતા

કોણ હતા, એવું નામ શી રીતે પડયું અને એવા ગુણનું ખડાયતા બ્રાહ્મણોએ સાર્થક શી રીતે કર્યું તેનું વિવેચન કરવું જોઇએ. ખડાયતાની ઉત્પત્તિ બતાવ્યા વિના તેમ તેઓનું ઓળખાણ આપ્યા વિના તેઓ આવા આધ્યાત્મિક બળવાળા હતા એમ કહેવું એ બરાબર નથી. 'ખડાયતા' શબ્દથી જ એવો અર્થ નિષ્પન્ન થતો હોય તો જે બ્રાહ્મણો એવા ગુણ ધરાવતા હોય તે સઘળા સઘળી જ્ઞાતિના બ્રાહ્મણો ખડાયતા નામે ઓળખાવા જોઇએ, પરંતુ તેમ નથી. વળી જે માણસો આવું આધ્યાત્મિક બળ ધરાવતા હોય તે પછી ગમે તે જ્ઞાતિનો હોય તો પણ તે ખડાયતો કહેવાવો જોઇએ. પરંતુ તેમ થતું નથી. આથી આવો અર્થ કરવો એ વાંચનારને ભ્રમ સાથે આડંબર ઉપજાવનારો છે.

(૩) **खड्डायतन-आयता, आयत** અને **आयतन** એ શબ્દોનો એકજ અર્થ કર્યો છે. **खड्ड**=દર્ભ-શરકટ ઘાસ. **आय=आयत** આયતન સ્થાનવાચક છે. અર્થાત શરકટ ઘાસની ભૂમિ એવો અર્થ થાય છે. ( ઋ. વં. પૃ. ૫૦ અને ૬૦ )

**आयता** શબ્દને નામવાચી કરી (ઋ.વં. પૃ ૪૯) એનો અર્થ આધાર સ્થાન કર્યો છે. **आयत** શબ્દ કૃદંત નામ ઉપરથી ખડાયતા શબ્દમાં યોજાઈ સામાન્ય નામ બહુવચન તરીકે વપરાયો છે. આયતનનો અર્થ સ્થાન કહ્યો છે તે બરાબર છે **आयत** શબ્દ સ્થાનવાચી કોઇ સ્થળે નથી. આપ્ટેના સં. કોશમાં પણ **आयत**નો અર્થ તેવો છે જ નહિ. આયત શબ્દ P. P. તરીકે અથવા P. P. noun નામ તરીકેજ વપરાય છે. **आयतन** શબ્દવાળો બૃહદારણ્યક ઉપનિષદનો જે ઉતારો આપ્યો છે. (પૃ. ૫૦) તેનો અર્થ પણ ભ્રાંતિ ઉપજાવનારો કર્યો છે. **जन** શબ્દનો અર્થ જ્ઞાતિ કર્યો છે જાણે કે તે વખતે પણ આવી અનેક જ્ઞાતિઓ થયેલી હોય અને જાણે ખડાયતા કોમ પણ તે વખતે

હોય! **आयता** શબ્દ જૂદો સં. ભાષામાં છેજ નહિ, **અને आयतनने** ઠેકાણે **आयता** શબ્દ વાપરી શકાય જ નહિ. જે શબ્દ ઉપરથી **आयतन** શબ્દ થયો છે તે **आयत** નહિ પણ **आयत्** છે અને આયત્ શબ્દનો અર્થજ આશ્રયે રહેવું એવો થાય છે એને ભૂત કૃદંતમાં લેઇએ તો **आयत्त**રૂપ થાય છે, પણ **आयत्** તો નહિજ. અને **ખડાયતા** એ શબ્દમાં આયતરૂપ છે, જેનો અર્થ આશ્રયે રહેલો એવો જે ગોર મહારાજે કર્યો છે તે થાયજ નહિ. અને જો એવો અર્થ કરો તો તે ભાષાના નિયમથી વિરૂદ્ધ જાય એટલુંજ નહિ પણ કોઇના આશ્રય વિના ન નભી શકે એવી જો કોઇ પણ જ્ઞાતિ ખોળવા જાઓ તો ખડાયતા બ્રાહ્મણ એવોજ અર્થ નિષ્પન્ન થાય! આ કલ્પના પણ ખડાયતા બ્રાહ્મણોને ઉતારી પાડનારી કેવળ વિચિત્ર છે.

ખટનો અર્થ ખડ અથવા શરકટ ભૂમિનું ઘાસ એવો થાય અને તેને આયતન શબ્દ યોજી ઘાસનું સ્થાન અથવા ઘાસવાળી ભૂમિકા એવો અર્થ થઇ શકે પરંતુ એ પ્રમાણે નિર્જન વસ્તી વાળો ભૂમિકા—અરણ્ય-મય પ્રદેશના નામ ઉપરથી કોઇ જ્ઞાતિનું નામ પડ્યું હોય તેવો દાખલો કોઇ ઠેકાણે મળી આવતો નથી. છેક ઇ. સ. ત્રીજા સુધી એ સઘળો પ્રદેશ ઇડરવાળા પ્રદેશ સાથે આખેટકવન તરીકે ઓળખાતો હતો અને આખો ખડાતનો પ્રદેશ હાટકવન તરીકે ઓળખાતો અને સંભવ છે કે એવા પીળા ઘાસની ભૂમિ ઉપરથીજ તે હાટકવન તરીકે પ્રસિદ્ધ હોય. તેમ છતાં હાટકેશ્વર વાળા નાગર બ્રાહ્મણો કાંઇ હાટક બ્રાહ્મણો કહેવાતા નથી. આથી આ સ્થળે ખટનો અર્થ ખડ કરવો અને ખડની ભૂમિમાં વસનારા તે ખડાયતા એમ કહેવું તે અસ્થાને છે. કેમકે એ ભૂમિમાં ખડાયતાઓ પ્રસિદ્ધિમાં આવ્યા તે પૂર્વે ઘણા લાંબા સમય સુધી બીજી કોમોની વસ્તી થયેલી હતી અને તેઓ પૂર્ણ આબાદીમાં હતા

એમ ઇતિહાસ પુરવાર કહે છે ત્યારે તેઓ બધાજ ખડાયતા કેમ ન કહેવાયા ? પૃથક પૃથક નામથી પૃથક પૃથક જ્ઞાતિઓ કેમ ઓળખાઇ ? ખડાયતાઓએજ પહેલો યજ્ઞ બ્રાહ્મણોએ ભૂમિમાં રોપ્યો નહોતો કે જેથી એ સ્થાનવાચી નામનો લાભ એ કોમનેજ મળી ગયો ! કદાચ ગોરના સમજવા પ્રમાણે પહેલું સ્થાન ખડાયતા કોમને જ મળ્યું હોય તો તેનો શો આધાર ? ખડાયતા કોમ ૬૧૧ માં થઇ એવી જે ગણુતરી ગોરે આપી છે તે તેમના કહેવા પ્રમાણે ખરી ગણીએ તો શું તે પહેલાં કોઇ સરકટની ભૂમિમાં યજ્ઞયાગ કરતું જ નહોતું ?

(૪) ખટ વા ષટ્;–" અર્થાત્ છ: આય એટલે અગીઆરમું અને તા=religion–merit અર્થાત્ ધર્મની સ્થાપના. એટલે '૬૧૧ મા શતકમાં ધર્મની સ્થાપના ' જો આપણા ધર્મની સ્થાપના થઇ હોય તો ખડાયતા શબ્દમાંજ શતક–કાળનો ગૂઢ અર્થ રહેલો છે. " ( જુઓ ઋ. વં. પૃ. ૮૮ ).

આ વ્યુત્પત્તિ વળી તદ્દન હસવા લાયક છે. ખટ્=છ +આય=૧૧ અને ત એ ધાર્મિક ભાવનાનો શબ્દ ગણી ૬૧૧ ની સાલ કોટયર્કની સ્થાપનાની બતાવી છે. આ તે કાંઇ વ્યુત્પત્તિ કહેવાય ! આયત શબ્દ ને આ રીતે आय અને त એ બે શબ્દોમાં કયા નિયમને આધારે છૂટો પાડી શકાય ! અને એ પ્રમાણે સાંકેતિક ભાષાનો અર્થ કરી સાલ ઉપજાવી શકાય ખરી ? એમ જો હોય તો નાગર શબ્દ લેઇ નાગ અને ર ની બે સંખ્યા લેઇ ૮ર ની સાલમાં નાગર કોમની ઉત્પત્તિ થઇ એમ કહીએ તો તે નભી શકે ખરૂં ?

(૫) ષટ્ અથવા ષડ્ એટલે કાર્તિકસ્વામી. આય=અગીઆરમું +ત એટલે જતાં અર્થાત્ કાર્તિક માસનો અગીઆરમો દિવસ જતાં બારસને દિવસે કોટયર્ક પ્રભુની સ્થાપના થઇ છે. (પૃ. ૮૯)

આ વ્યુત્પત્તિ વળી તેવીજ હાસ્યાસ્પદ છે. ષટ્ અથવા ષટ્નો અર્થ કાર્તિકસ્વામી કર્યો છે એ કેટલું ભૂલ ભરેલું છે તે સાધારણ સંસ્કૃત જાણનાર પણ કહી શકે. ષડનો અર્થ કાર્તિક-સ્વામી થતો નથી પણ તેને માટે ષણ્મુખ અથવા 'છ મુખવાળો' એવો શબ્દ છે. મુખ્ય શબ્દ જે અસંત અગત્યનો છે તેનેજ પદચ્યુત કરી પદનો અર્થ કર્યો છે તે કેટલું બધુ વિચિત્ર કહેવાય? આમાં પણ આગ્ર શબ્દ છૂટો પાડ્યો છે તે બરાબર નથી. અર્થાત્ ગોર મહારાજનું કહેવું એવું થાય છે કે પ્રબોધની એકાદશી અથવા પ્રબોધોત્સ-વની કથાની વસ્તુ ખડાયતામાં આવેલા કોટયર્કની સ્થાપનાસાથે સંબંધ કરે છે, અને કાર્તિક માસની અગીઆરસ+ત અર્થાત્ જતાં એટલે કાર્તિક શુદ બારશને દિવસે કોટયર્કની સ્થાપના થઇ છે એમ જણાવવામાં આવે છે. પરંતુ આ પ્રમાણે ખોટી વ્યુત્પત્તિ કરી વાંચનારને ભ્રમમાં નાખવાને ગોર મહાશયે યત્ન કર્યો છે તે ઉઘાડો પડ્યા વિના રહેતો નથી. પ્રબોધોત્સવનો સંબંધ કોટયર્ક સાથે છે એ વાત નિઃસંશય સત્ય છે એમ તો અમે પણ ડિંડમ ઠોકીને કહીએ છીએ. પરંતુ કોટયર્કની સ્થાપના તેજ દિવસે થઇ છે એમ કહેવાને અમે સાહસ કરતા નથી. પ્રબોધોત્સવનો સંબંધ કોટયર્ક સાથે છે તેનું કારણ એજ કે પ્રબોધોત્સવનો જે હેતુ અમે ખડાયતામિત્રમા આપ્યો છે તેજ કોટયર્કને લાગુ પડે છે અને તેમાં પણ અર્કનો અર્થ સૂર્ય એજ હેતુ રૂપ છે. પ્રબોધોત્સવ સૂર્યને લગતો છે અને અર્કનો અર્થ પણ સૂર્યનુંજ સૂચન કરે છે.

**તુલસી વિવાહનો ઉદ્દેશ**—પણ સૂર્ય અને વનસ્પતિનો સંબંધ દર્શાવવા માટે જ છે. આ ઉપરથી ગોર મહાશય તુલસી માળા જે એક સાંપ્રદાયિક ચિન્હ છે તેનો સમય એટલો પ્રાચીન લઇ જાય છે તે પણ બરાબર નથી. વિષ્ણુના સ્વરૂપમાં સૂર્યની ઉપાસના વાળાને પ્રબોધોત્સવજ ઇષ્ટ

હોય તે દેખાવું છે, પરંતુ આ પ્રમાણે સીધે રસ્તે ઉતરવાને બદલે હબશીના ડાબા કાન જેવું કરી ગોર મહાશયે ચક્રમ પકડયું છે તે, તેમને શોભાસ્પદ નથી.

(૬) ખટ: એટલે પરશુ. તે ઉપરથી ખંડ પરશુ અર્થાત્ મહાદેવ. અને તેથીજ કોટયર્કની સાથે ખડાયતમાં નીલકંઠ મહાદેવનું સ્થાન. (પૃ. ૯૭) ઋષિઓની પ્રાર્થનાથી વિષ્ણુ અને મહાદેવ એકમેક સંપી ગયાનું અને એકજ ઠેકાણે બંને સ્વરૂપની એકતા નામ ખંડપરશુ રાખવા વરદાન મળ્યાનું મહાભારત અ. ૧૬૬ માં જે હકીકત છે તે જ આ કોટયર્ક અને નીલકંઠ મહાદેવવાળા ખટ=hatchet એ અર્થ ઉપરથી ખડાયતા સ્થાનને લાગુ પાડે છે, એ કેટલી ધર્માંધ વિચિત્રતા ! વળી હદ ઉપરની વિચિત્રતા એ છે કે ક્ષત્રપરાજા રૂદ્રદામા એજ ખંડપરશુ! અર્થાત્ એ જ ખડાતની ભૂમિના કોટયર્ક પાસે આવેલા નીલકંઠનું સ્થાન. (પૃ. ૯૬-૯૭.)

આમાં તો તેમણે હદજ વાળી દીધી છે. મહાભારતમાં વર્ણવેલો ખંડપરશુ તે જ જાણે ખડાતમાંનો નીલકંઠ અર્થાત્ મહાભારત કાલે પણ ખડાતનું સ્થાન ખરૂં ! અને વળી વધારે હસવા જોગ તો એ છે કે પશ્ચિમ હિંદનો ક્ષત્રપજા રૂદ્રદામા જે ઇ. સ. ના બીજા સૈકામાં થઇ ગયો છે અને જેને માટે આપણે પૂર્વે કહી ગયા છીએ તેજ એ ખંડપરશુ કે નીલકંઠ ! જે રૂદ્રદામાએ ખડાતની ભૂમિમાં યજ્ઞ કર્યો હતો તેનું એ મૂર્ત સ્વરૂપ ! વાહ ! હવે તો હિંદના સમર્થ ઇતિહાસકારો અને તેમના લખેલા ઇતિહાસોને પણ તિલાંજલિ જ આપવી પડવાની ! કયાં રૂદ્રદામા, કયાં મહાભારત રચાયાનો સમય અને કયાં કોટયર્કનું સ્થાન ? એ પ્રશ્નોનો જરાપણ વિચાર પૂર્વક અભ્યાસ કર્યો હોત તો આવું પરિણામ ન આવત. એક તરફ કોટયર્કની

સ્થાપનાનો કાળ ઇ. સ. ૬૧૧નો બતાવે છે, ત્યારે બીજી તરફ મહાભારતનો મેળ ખવડાવે છે ત્યારે શું મહાભારત કોટયર્કની સ્થાપના પછી એટલે ઇ. સ. ૬૧૧ પછી રચાયું ? અથવા રૂદ્રદામાનેજ બંડપરશુ કહ્યો ત્યારે મહાભારત રચાયા પૂર્વે રૂદ્રદામા થઇ ગયો ? જે વિષયમાં પોતાનો અભ્યાસ નહિ તે વિષયમાં માથું મારવાથી કેવાં પરિણામ આવે છે તેનું આ દૃષ્ટાંત છે. ખરી રીતે જોવા જોઇએ તો રા. ગાંધી પર જે આક્ષેપો ગોર મહાશયે મૂકયા છે તે આક્ષેપો શબ્દે શબ્દ, આખા પુસ્તકમાં પોતાનેજ લાગુ પડે છે તે તેઓ હવે પછી સમજશે એવી આશા છે.

હવે રા ગાંધી પોતાના ખડાયતા ગોત્રોત્પત્તિમાં ખડાયતા શબ્દની વ્યુત્પત્તિ કેવી રીતે કરે છે તે જોઇએ.

**स्कंद+आयत** એ એમની વ્યુત્પત્તિ છે. **आयत** શબ્દમાં યમ્ ધાતુ છે. આ+યમ્ ધાતુ ઉપરથી ભૂતકૃદંતનું રૂપ થઇ કૃદંત નામ તરીકે એ યોજાયું છે. **आयम्**નો અર્થ Apte's Dictionaryમાં નીચે પ્રમાણે આપ્યો છે.

**आयम्**, To extend, lengthen out, stretch out

2 To restrain, draw in ( as breath etc. )

3 To stretch oneself, to grow long. (causative અર્થાત્ કારકરૂપમાં )

1 To lengthen, to stretch, spread or draw out.

2 To remove or transplant.

આ પ્રમાણે **आयम**નો અર્થ આગળ વધવું, લંબાવું, ફેલાવું, અથવા એકજગોએથી બીજી જગોએ ખસવું. એવો થાય છે **आयम**નું **आयत** રૂપ થતાં Stretched out, drawn out, attracted

tawards, or removed ( to their original place ) ફેલાયલા, ખેંચાઇ આવેલા, આકર્ષાયલા, એક જગાએથી ખસી બીજી જગાએ ગએલા એવો થાય છે. आयत્ત શબ્દનો અર્થ કોશમાં આ પ્રમાણે છે P. P. 1 Long 2 Diffuse 3 Big, large, great:

P. t. 1 4 Drawn, attracted.

5 Long drawn; distant.

6 Curbed: restrained.

આ ઉપરથી પણ સ્પષ્ટ થાય છે કે आयतનો અર્થ ખેંચાઇ આવેલા, ફેલાયલા, જગો છોડી લાંબે પંથે પળેલા એવો થાય છે.

હવે આ અર્થ રા. ગાંધી શી રીતે ઘટાવે છે તે જોવાનું રહ્યું. તેઓ જણાવે છે કે હાલની ખડાત ભૂમિ પ્રથમ વડનગર અથવા આનંદપુરના તાબામા-સીમામાં હતી. ઠેઠ ચીનાઇ પ્રવાસી હ્યુત્સંગના સમયે પણ સાબરમતી નદી સુધી એ રાજ્યની હદ હતી. ( જુઓ જનરલ કનિંગહામની ભૂગોળ. )

વડનગરમાં અથવા આનંદપુરમાં સ્કંદપુર આવેલું હતું. વડનગર અને સ્કંદપુરને એટલો બધો ધાર્મિક સંબંધ હતો કે વડનગરને સ્કંદપુર એકજ ગણાતાં. નાગરખંડમાં સ્કંદપુરનું નામ આવે છે. પ્રથમ સાબરમતી અથવા ચંદનાવતી આગળ નાગરોનું ગર્તાતીર્થ હતું. ત્યાં આગળ નાગરો સ્નાન કરતા. વખત જતાં ત્યાં યજ્ઞયાગાદિ થવા લાગ્યા. આ વખતે તેમનામાં પંચાયતન દેવની પૂજા ચાલતી. આ સમયે ક્ષત્રપ રાજાઓનો અમલ હતો. વખત જતાં એ સત્તા તૂટી ગુપ્ત રાજ્યનો અમલ થયો અને સ્કંદગુપ્ત રાજાએ વડનગરનો પ્રદેશ જીતી લીધો.

આ રાજા ભાગવતધર્મી હતો તે એના શિક્કાઓ ઉપરથી સિદ્ધ થયું છે. (જુઓ History by Vincent Smith) એના વખતમાં સૂર્યોપાસના ભાગવતધર્મી વિષ્ણુના સ્વરૂપમાં ફેરવાઇ ગઇ અને કોટયર્ક ભાગવતનું મંદિર સ્થપાયું; આ હકીકત ખ. ગો. માં બહુ સારી રીતે સમજાવી છે. તે પછી કેટલોક વખત ગયા બાદ જ્યારે ભિન્નમાલના ગુર્જરોનો રાજ્યાશ્રય નાગરોને મળ્યો ત્યારે સ્કંદપુરના નાગરોની સાથે વણિકો પણ ગયેલા અને ત્યાં તેઓ રાજભાગમાં બહુ આગળ પડયા. જ્યારે ગુર્જર પ્રતિહારની રાજધાની ભિન્નમાલમાંથી ખસી કલ્યાણ કટક–કનોજ ગઇ ત્યારે આ લોકો બહુજ આબાદીમાં હતા. પરંતુ ગુર્જરોના રાજનો પરાસ્ત થતાં આશ્રય મળવો બંધ થયાથી તેઓ પોતાની મૂળ ભૂમિ તરફ આવતા રહ્યા તે ઉપરથી તેઓ બીજી કોમોમાં સ્કંદાયત તરીકે ઓળખાયા, કે જે શબ્દ ઉપરથી ખંડાયત અને બહુ વચનમાં ખંડાયતા રૂપ થયું. જે જે ગામોમાંથી તેઓ પાછા ખસ્યા તે તેમનાં ગોત્રસ્થાન ગણાયાં એ વિગત ઐતિહાસિક પ્રમાણો સાથે રા. ગાંધીએ સિદ્ધ કરી છે.

આ વ્યુત્પત્તિ કેવી સરળ અને સીધી તથા બંધ બેસતી છે તે વાંચનાર સહજ સમજી શકે એમ છે. મિ. ગાંધીની આ કલ્પના નાગરોના ઇતિહાસ સાથે બરોબર લાગુ પડે છે.

આ પ્રમાણે હોવા છતાં ગોર મહાશય પોતાની ઋ. વં. માં જણાવે છે કે આકૃષ્ટનો અર્થ 'તણાઇ આવેલું' વ્યાકરણના સૂત્રથી બનવું તે તો સૂત્રકાર પાણિની ફરીથી વ્યક્ત થાય અને સૂત્ર નવાં બનાવે ત્યારે કદિ બને! Drawn અંગ્રેજી શબ્દ છે અને તેનો અર્થ

તણાઇ આવવું થાય, પણ **आयत, आयता, आयतनं** ગમે તે કહો પણ **आयता**નો અર્થ Drawn or attracted કરવો હોય તો Drawn as in breath કરવો પડશે. (પૃ. ૧૧, ૧૨) આ લખાણ એક ગ્રંથમાં કેટલું બેહુદુ ગણાય તેની વાંચનારને ઉપર આપેલા સંકોશના આધારે ખાત્રી થયા વિના રહેશે નહિ. 'લાબો શ્વાસ ખેંચેલો' એવો સંકુચિત અર્થ કરવા કરતાં લાંબે પંથે પહોંચેલો—એક જગેએથી દૂર ખસેલો એવો વિસ્તૃત અર્થ ન પકડવા માટે એમની પાસે શું પ્રમાણ છે? એમ છતાં ઉપર પ્રમાણે એક શિષ્ટ લેખકની ટેકડી કરવામાં પ્રવૃત્ત થાય છે એજ એમની માની લીધેલી આધ્યાત્મિક પદ્ધતીનું આબેહુબ ચિન્હ છે. વળી એટલેથી જ પતી ગયું હોત તો બસ હતું. આગળ વધીને કહે છે કે **आयत-आयता-आयतन**નો અર્થ આશ્રય જ થાય છે પરંતુ એમ પૂર્વે કહ્યા પ્રમાણે **आयत** શબ્દનો અર્થ આશ્રય થતો જ નથી. જે શબ્દનો અર્થ આશ્રય થઇ શકે તે **आयत** નહિ પણ **आयत्त** છે. બંને શબ્દોમાં બહુ જ ફેર છે. પહેલામાં **यम्** ધાતુ છે ત્યારે બીજામાં **यत्** ધાતુ છે; **यम**નું ભૂતકૃદંત **यत** થાય છે **यत्**નું **यत्त** થાય છે અર્થાત્ આશ્રય અર્થ કરીને રૂપ લેવા જઇએ તો **आयत** નહિ પણ **आयत्त** રૂપ લેવું પડે. પણ ખડાયતા શબ્દમાં **आयत** રૂપ છે—**आयत्त** નથી જેથી 'આશ્રય' અર્થ કદિ પણ રા. ગોરની ભાષામાં કહીએ તો ત્રણે કાળમાં ઘટે નહિ, અને **आयत** શબ્દનો એવો અર્થ કરવામાં તો પાણિનીને જ ફરીથી અવતરવું પડે એવું અમે તો તેમની પેઠે કહેતા નથી, પણ જુઓ Apte's Dictionary. *

---

* **आयत्**, to strive, endeavour.

**आयतन** શબ્દનો મૂળ વૈદિક અર્થ arrival to or gaining home એવો થાય. (**आयत्+अन्+अ**) અને તે ઉપરથીજ લાક્ષણિક અર્થે લોકભાષામાં resting place, house or abode એવો થયો છે. અર્થાત્ ષડાયતન શબ્દ લઇએ તો પણ તેના મૂળ અર્થમાં મિ. ગાંધીના લખવા પ્રમાણે નાગરોની પંચોપાસના સાથે કોટયર્ક દેવ મળી ષટ્–છ દેવોની પોતાની મૂળ ભૂમિકા તરફ ખેંચાઇ આવ્યા એવો અર્થ નિષ્પન્ન થાય છે અને એ અર્થે પણ રા. ગાંધીની કલ્પના બંધ બેસતી આવે છે. જો કે એની ખરી વ્યુત્પત્તિ તો ખડ્+આયત ઉપરથીજ હોઇ વિજલદેવ પરમારના પ્રસંગને લીધેજ ખડાયતા એવું રૂઢ નામ પડયું છે.

**૪૩. યજ્ઞ–મહાદેવે કરેલો યજ્ઞ.**—ગોર મહાશય જણાવે છે કે (ઋ. પૃ. ૭૧-૭૨) યજ્ઞ કરાવનાર બ્રાહ્મણો ખડાયતા નામ મળ્યા પૂર્વે સપ્ત ઋષિઓના વંશમાંના છે. આ ઋષિઓ રૂદ્રદામાના યજ્ઞ વખતે પોત પોતાના વેદનું કામ કરવા વર્યા છે, તેમની સાથે વૈશ્યના ઋષિઓ પણ સામેલ થઇ એકંદર અરાઢની સંખ્યા થઇ છે" કોટયર્ક મહાત્મ્યમાં મહાદેવે યજ્ઞ કર્યો અને ખડાયતા થયા એમ લખેલું

---

2 to rest or depend on, rest with.

3 To arrive, come out, reach, dwell (Vedic) જેમકે **आयतीगवम्** = at the time when cows return home.

**आयत्तन**, resting place, house, abode.

**आयत्त**, Dependent on, resting with.

**आयत्ति**, Dependence.

જણાવવામાં આવે છે. અને એ મહાદેવ તે રૂદ્રદામા-ક્ષત્રપવંશી રૂદ્રદામા હોવાનું ગોર મહાશય પુરવાર કરવા મિથ્યા યત્ન કરે છે. ( ઋ. વં. પૃ. ૭૪) પ્રથમતો મહાદેવે યજ્ઞ કર્યો અને તેમાં નોતરેલા વૈશ્યો તેમના ઋષિઓના ગોત્રના નામે ખડાયતા તરીકે ઓળખાયા એનું ખંડન તો રા. ગાંધીએ ખડાયતા ગોત્રોત્પત્તિમાં યથોચિત કર્યું છે. એ હકીકત એટલેથી પડતી મુકી મુદ્દાની વાત રુદ્રદામા વિષે છે કે જેના માટે ગોર મહાશયે વાંચકોને આંધળાં પાટા બંધાવ્યા છે. વાસ્તવિક રીતે જોઇએ તો રૂદ્રદામા પશ્ચિમહિંદનો ક્ષત્રપ રાજા ઇ. સ. ૧૫૦ના અરસામા થઇ ગયો છે. ઇન્ડીયન એન્ટીકવરીના તંત્રી લખે છે કે 'કાઠીઆવાડ અને તેની પાસેના દેશોમાં રાજ્ય કરતા ક્ષત્રપવંશના રાજા રૂદ્રદામાનો ગીરનારમાં ઇ. સ. ૧૫૦નો એક લેખ છે. આ ક્ષત્રપ રાજાઓ વિદેશી હતા. હિંદુસ્તાનના મૂળ રાજાઓ નહોતા" ( Khshatrapas & the Sanskit) ગિરનારમાં મહાક્ષત્રપ **रुद्रदामन** (રૂદ્રદામા ) નો શિલા લેખ છે, તે લેખ ઇ. સ. ૧૫૦ નો છે. ડૉ. પ્રીન્સેપે તે પહેલ લહેલો ઉકેલ્યો હતો. ઇ, સ. ૧૨૪ પહેલાંના નહપાન ક્ષત્રપના જમાઇ ઉષવદતના શિલાલેખમાં તેણે કરેલા દાનનું વર્ણન છે. નહપાનના સમયના બીજા લેખો ( નાશીકમાં ઈ. સ. ૧૨૦ ના ૭-૮-૯) તથા ઉખવદાતની વહુ અને નહપાનની પુત્રી દક્ષમિત્રાનો, જુન્નરમાં નહપાનના પ્રધાન અયમનો લેખ પ્રાકૃતમાં છે.

આ સિવાય રૂદ્રદામા ક્ષત્રપવંશનો વિદેશી હોઇ પશ્ચિમહિંદનો રાજા હતો. (મહારાષ્ટ્રના શાતકર્ણીનો સમકાલીન ) અને તે ઇ. સ. બીજા સૈકામાં થઇ ગયો છે તેની વિશેષ ખાત્રી માટે history of ancient India by Vincent Smith નું પુસ્તક જોવા

ભલામણુ કરવામાં આવે છે. એમાં ગિરનારના લેખોની હકીકત પણુ પ્રસિદ્ધ થઇ ગઇ છે એટલે રૂદ્રદામા વિદેશી ક્ષત્રપવંશનો હતો એ માટે બે મત છે જ નહિ તે છતાં ગોર મહાશય પોતાની હઠ રાખી અ. વં. પૃ. ૧૪ માં જણાવે છે કે—

"રૂદ્રદામા જેવા એક સનાતન વૈષ્ણવભકત ને (?) આ દૂષણુ આપવું એજ પ્રથમ પક્ષે અનાદર છે. શિક્કા બીબામાં પડે છે, પત્થરના લેખો સલાટ અને કારીગરો કોતરે છે. ભણેલા વિદ્વાનના છાપખાનામાં પણુ અશુદ્ધ અક્ષરો છપાય છે આ અનુભવથી વિચારવું જોઇએ કે (સલાહ આપવા નીકળી પડયા છે– તટસ્થ) પશ્ચિમ હિંદના ક્ષત્રપ રાજા પૈકીનો રૂદ્રદામા એક રાજા હતો અને તેના શિક્કાથી આખા હિંદ પર અજવાળું પડયું છે' એમ જ્યારે કબુલ કરવામાં આવે છે ત્યારે પછી વિદેશી તેને ઠરાવવો તે કંઈ યુક્તિનો ઉપયોગ ગણુાય ? સવાલ માત્ર એટલોજ છે કે તેના બાપના નામમાં અક્ષરોની ફેરફારી થયેલી છે તે નિર્વિવાદ છે. + + અમારા આ નાનકડા લેખનો એ નાયક છે" વાહ, ગોર મહાશય, આ આપની એકપક્ષી વિદ્યા આપનેજ મુબારક હો.

રૂદ્રદામાની અને નહપાનની વ્યુત્પતિ કરતાં એ જ મહાશય જણાવે છે કે "રૂદ્રદામા શબ્દ હિંદુઓના દેવતા વાચી છે. રૂદ્ર એટલે શંકર અને દામા એટલે વિષ્ણુ એ નામ પરમ આર્યપુરૂષવાચક છે, એ નામ વિદેશીનું આત્મિય ધારણુ કરતું નથી. (ગોરમહાશયને ખબર નથી કે લૌ. સં ના પ્રવર્તકજ તે હતા અને સં. નામધારણુ કરવા તરફ તેમનું વલણુ હતું–તટસ્થ) તેના બાપનું નામ નહમાન

જણાય છે. ( નહમાન નહિ પણ નહપાન નામ હતું અને તે રૂદ્ર-દામાનો બાપ નહોતો-તટસ્થ ) પરંતુ તેમાં ફેરફાર કરતાં કોઇ જાતનો બાધ આવતો નથી. નહમાન શબ્દમાં આદિ અક્ષર (ન) ને બીજા સ્થાને અને બીજા સ્થાનનો હ પહેલા સ્થાને મૂકવાથી યુક્ત નામ વંચાય છે અને તે નામ હનુમાનવાચી થતાં રૂદ્ર-દામા અને હનુમાનનો યોગ એ ત્રણે દૈવી મૂર્તિઓનો યોગ ખડાત સ્થાને થયો." ( પૃ. ૧૪ ) વળી સ્પષ્ટતા કરી વધારે અજ્ઞાનતા દર્શાવે છે કે:—

"રૂદ્રદામા—કોટયર્ક મહાત્મ્યનો રૂદ્ર મહાદેવ છે અને તેણે યજ્ઞ કર્યો હતો એવું તેમાં પ્રતિપાદન કરેલું છે. ખડાત પાસે મહુડીની જગો ઉપર એ યજ્ઞ તેણે કરેલો છે એ સિદ્ધ છે; એટલે ખડાતભૂમિ ઉપર રૂદ્રદામા યજ્ઞ કરતા હતા એમ નિષ્પન્ન થાય છે." વળી રૂદ્રદામા બ્રાહ્મણોને યજ્ઞવેદમાં અગ્નિ પ્રગટ કરાવવા પ્રાર્થના કરે છે, જેથી બ્રાહ્મણો ઉપનિષદ્‌ના અશ્વમેધ યજ્ઞના અગ્નિ પ્રગટ કરવાના મંત્રો બોલે છે."

ઋષિવંશાવલીનું આ તમામ લખાણ કેટલું બધું ખોટું અને આડે રસ્તે દોરવનારૂં છે તે ઇતિહાસના અભ્યાસવાળા વાંચકોને સમજાવવું પડે એમ નથી. એ કરતાં તો ગોર મહાશયે ચુપકીદી પકડી હોત તોજ સારૂં થાત. એ સિવાય વધારે તેઓને હું યજમાન તરીકે શું કહી શકું ?

**૪૪. જ્યોતિષની ગણતરી**-ગોર મહાશયે કોટયર્ક સ્થાપનાની સાલ ઇ. સ. ૬૧૧ ની બતાવી છે તે તો રૂદ્રદામાના સંબંધ ઉપરથી કરેલી ગણતરી પ્રમાણે તદ્દન ખોટી છે એ આપણે સિદ્ધ કરી ગયા છીએ. હવે જ્યોતિષની ગણતરી કરી ઇ. સ. ૬૧૧ ની એ સાલ સાથે મેળ પકડવાની જે બાજી તેમણે રચી છે તે પણ ઉઘાડી પડયા વિના રહેતી નથી. જ્યોતિષની કરેલી ગણના ખરી છે કે ખોટી તે અમારો

વિષય નહિ હોવાથી એ વિષે અમે કશું કહી શકતા નથી, પરંતુ જે સિદ્ધાંત ઉપર તેમણે ગણતરી કરી છે તે તો સાધારણ વિચાર કરનારને પણ ખોટો જણાયા વિના રહેશે નહિ. ગોર મહાશયે પ્રબોધિની એકાદશીને બીજે દિવસે મધુ કૈટભને માર્યો અને તે દિવસે કોટયર્ક પ્રભુની સ્થાપના થઇ પરંતુ અમારે પૂછવું જોઇએ કે પ્રબોધિની એકાદશીના સિદ્ધાંતને કોટયર્કની સ્થાપનાસાથે શો સંબંધ છે ? શ્રી કોટયર્ક મંદિરમાં પ્રબોધોત્સવ ઉજવાય છે માટે ? પરંતુ એવા ઉત્સવ તો ઘણે ઠેકાણે થાય છે. મુલતાનના સૂર્યમંદિરમાં અને મોઢેરાના પ્રાચીન મંદિરોમાં પણ એવા ઉત્સવ થતા હતા. ચીનાઇ પ્રવાસી હ્યુત્સંગની લેખમાળા તથા હર્ષવર્ધન રાજાના પ્રસંગો જેણે વાંચ્યા હશે તેને આ બાબતની ખાત્રી થશે. જો આ સિદ્ધાંત ઉપર ગણતરી થયેલી ખરી હોય તો મુલતાનનું દેવળ તો ઇ. સ. ૬૧૨ કરતાં પણ પ્રાચીન હતું તેનું કેમ ? એમ તો આજે પ્રબોધિની એકાદશી નથી છતાં એક દેવમૂર્તિની સ્થાપના કરાવું અને તેમાં સૂર્યની કે વિષ્ણુની મૂર્તિને લીધે પ્રબોધોત્સવ ઉજવું તો તેજ દિવસે એ મંદિરની સ્થાપના થઇ એમ કહેવડાવવાનો મારા વંશજો યત્ન કરે તો તે શું ખરૂં મનાશે ? આમ છતાં પણ આગળ વધીને કોટયર્કમાં અર્ક શબ્દ અંતર્ગત હોવાથી અર્ક એટલે રવિવાર એમ દિવસ પણ નક્કી કરી નાખે છે ! આ તે કયા પ્રકારની ગણતરી ? ( જુઓ ઋ. વં. પૃ. ૮૩ થી ૮૭ )

ખડાયતાઓએ રજપુતાનામાં જઇ પોતાનાં ગોત્રને નામે ગામ વસાવ્યાં એવી એક દલીલ રા. ગાંધીના લેખ ઉપરથી ગોર મહાશય કરે છે (જુઓ ઋ. વં. પૃ. ૧૧૭-૧૧૮) આ દલીલ કેટલી હસવા લાયક છે તે જુઓ—

પ્રથમ તો માઢ શબ્દનો અર્થ રસ્તો એવો કર્યો છે એજ ખોટો છે. માઢ અર્થ ફળીઉં, ખાંચો, પોળ એવા અર્થમાં થાય છે તે જેઓ કડી પ્રાંતમાં–ઉત્તર ગુજરાતની દેશ ભાષા જાણતા હશે તેમનાથી અજાણ્યું રહે એમ નથી. વળી ગોત્રને નામે ગામ વસાવવાની હિમાયત કરનારી કલ્પના તો ગોર મહાશયના મગજમાંથીજ ઉદ્‌ભવે ! પોતાના નામ ઉપરથી ગામ વસાવ્યાના દાખલા તો ઘણાએ છે, પણ પોતાના વૈદિક મનાતા ગોત્રને નામે કેટલાએ બંધાવ્યાં અને બંધાવ્યા. તો દરેક ગોત્રનો એક એક એમ બારે ગોત્રવાળા રજપુતાનામાં ગામ વસાવવા સમૃદ્ધ થયા ? અમદાવાદના શેઠ માણેકલાલે મણિપુર વસાવ્યું એનો દાખલો આપ્યો છે, પરંતુ તેમને પૂછી જુઓ કે તેમણે એ મણિપુર નામ પોતાના ગોત્ર ઉપરથી રાખ્યું છે ? અને તેમ છતાંએ એમ હોય તો વિશેષમાં પૂછો કે એમની જ્ઞાતિમાં જેટલાં ગોત્ર છે તેટલાં બધાંએ ગોત્રમાંથી પ્રત્યેક ગોત્રવાળાએ એક એક ગામ વસાવ્યું છે ? આનો ખુલાસો મળ્યા પછીજ ગોર મહાશયે પોતાની દલીલો રજુ કરવા બહાર આવવું. કાંઇક તો વસ્તુ સંકલના કાર્યકારણના સંબંધપૂર્વકની હોવી જોઇએ કે નહિ ? અથવા તો ગમે તેમ અદ્ધાતદ્ધા લખીજ નાખવાનું કામ ગોર મહાશયને ખડાયતા મિત્રના તંત્રીએ સોંપેલું હતું !

## ૪૫. હવે રહ્યું કોટયર્ક મહાત્મ્ય વિષે:—

ગોર મહાશય વારંવાર કોટયર્ક માહાત્મ્યનાં પ્રમાણો આપે છે, પરંતુ કોટયર્ક માહાત્મ્ય જો અમે ભૂલતા ન હોઇએ તો તદ્દન આજકાલનું સંભવે છે. કદાચ ગોર મહાશયે તે જોયું હોય તો તેમણે તે રજુ કરવું જોઇએ અને રજુ કરી શકાય એમ ન હોય તો તેને પદ્મપુરાણનો ભાગ ગણી ગૌરવ આપવાનું શું કારણ છે તે સમજાતું

નથી. તેમ છતાં જો ખચિતજ પદ્મ પુરાણનો ભાગ હોય તો પદ્મ પુરાણની કઇ આવૃત્તિ-કલકત્તાવાળી કે બીજી કોઇ ગોર મહાશયે જોઇ ખાત્રી કરી છે તે જણાવવું જોઇએ. મિથ્યા પ્રલાપ કરવાનો હાલનો જમાનો નથી, માટે તેમણે યજમાનોને તે માટે ખાત્રી આપવી જોઇતી હતી તે ન આપતાં લેખકોના ઉપર બ્રાહ્મણના અધિકારમાં હાથ ઘાલી પુરોહિતપણું લેઇ લેવાનો આક્ષેપ મૂકે તે એવા વિદ્વાન સજ્જનને બીલકુલ છાજતું નથી. મિ. મૂળજીભાઇ કોઠારી ઉપર આ સંબંધમાં તેમણે જે આક્ષેપો મૂકયા છે અને તેમની જે ઠેકડી કરી છે ( જુઓ પૃ ૨૦-૨૧) તે વિના કારણ યજમાનો પર દબાણ કરવાના હેતુથી મૂકયા છે અને તેમાં તંત્રીનો હાથ છે, તે જણાઇ આવ્યા વિના રહેતું નથી. અનધિકારી કોને કહો છો ? હજી પણ અધિકાર શું બ્રાહ્મણો પાસેજ છે ? એ જમાનો જતો રહ્યો. હવે તોઅનધિકારી કોણ છે તે સમાજ જોઇ લે છે. ઋષિવંશાવળીમાં જે છબરડો વળ્યો છે તે શું અધિકારનું પરિણામ છે ?

આ સિવાય ઋ. વં. ના લેખમાંની ઘણી ઘણી બાબતો વિષે અમારે નોંધ લેવાની છે, પરંતુ કેટલીક બાબતો સ્થળ સંકોચના કારણે હાલ યોગ્ય પ્રસંગ માટે મુલતવી રાખવામાં આવે છે.

**सुज्ञेषु किंबहुना ।** થોડી થોડી વાનીઓ આપને પીરસી છે તેમાંથી જેવું જેટલું લેવાય તેટલું લેશો એજ નમ્ર પ્રાર્થના છે.

**૪૬. ગોર મહાશય પ્રત્યેઃ—**

આપની દ્રષ્ટિમાં અમે અનધિકારી છીએ. ( પૃ. ૨૧ ) અમારા ધર્મની કુંચી આપને હાથ છે ( પૃ. ) આપની તે કુંચી પડાવી

લેવાનો અમારો ઇરાદો નથી. આપની વૃત્તિ તોડાવી નાખવાનો (પૃ. ૨૦) અમારો ઉદ્દેશ નથી, બ્રાહ્મણની જગોનું કામ કરવું તે ડાળ ઉપર ચઢી થડ કાપવા સરખું છે. ( પૃ. ૪૧ ) તે અમે જાણીએ છીએ. એ વૃત્તિનું અને ધર્મને નામે યજમાનો પર અંકુશ ચલાવવાનું કામ ભલે આપની પાસે જ મુબારક હો ! અમારે તે ન જ જોઇએ. આપની કુંચી મજુસને ન બેઠી; તાળાની કળો ભાગી તૂટી જવાથી તાળું નકામું ગયું. જેમ તેમ કળને વળ દેવડાવી મજુસ ઉઘાડી. પણ તેના દરેક સંચ–ખાનાં ન જોઇ શકયા. પરિણામ સર્વને વિદિત થઇ ગયું.

# ખડાયતા ગોત્રોત્પત્તિ

## ( નાગરમાંથી ખડાયતા )

### કિંમત રૂ. ૧–૦–૦

### મળેલા અભિપ્રાયોમાંથી થોડાક.

" આમાં ખડાયતા વાણિયાની ન્યાતમાં જે ગોત્રો ચાલે છે તેનો અર્થ શો તથા તેમના ઇષ્ટદેવની ઉત્પત્તિ શી રીતે થઇ અને એ નાત પોતે કેવી રીતે પેદા થઇ અને આ નામથી ઓળખાવા લાગી તેનો સંપૂર્ણ ઇતિહાસ આમાં જોશો. ભાઇ ભોગીલાલની શોધ ખોળવૃત્તિ, કલ્પનાશક્તિ અને પ્રમાણગુંથણી હેરત પમાડે એવી જણાશે. ખડાયતાઓ નાગરમાંથી ઉતરી આવ્યા છે એવી એમની માન્યતા એમણે સિદ્ધ કરી બતાવી છે, પરંતુ એમની વિદ્વતા આમ ઉત્પત્તિ ખોળવામાં નકામી એળે નથી જતી ? "

'સાહિત્ય' જુલાઇનો અંક

× × ×

" નાગરજ્ઞાતિમાંથી ખડાયતા જ્ઞાતિનો ઉદ્દગમ કેમ થયો તે વિષે મૌલીક અને ઐતિહાસીક અન્વેષણાપૂર્વક લખાયલું આ પુસ્તક છે. આવા વિષય પાછળ આટલી સચોટતા અને અભ્યાસ આપણા ભાગ્યે ભાગ્યેજ નજરે પડે છે. તેમાં જ્ઞાતિ સાહિત્યમાં તો નહિ જ. ખડાયતા સાહિત્ય ગ્રંથમાળાનો આ પહેલો મણકો હોઇ બીજા મણકાઓમાં આવું ધોરણ જળવાઇ રહેશે એમ ઇચ્છીશું.

સૌરાષ્ટ્ર જુલાઇ ૨૫

× × ×

" જ્ઞાતિસંસ્થાને લગતું અને આટલા સંશોધન તથા પરિશીલન પુર્વક લખાયલું આ પુસ્તક માત્ર ખડાયતા ભાઇઓને જ નહિ, પણ પુરાતત્વના કોઇ રસિકને આનંદ આપે તેવું છે. ખડાયતા ગોત્રોત્પતિનું મૂળ નાગરો છે. આ વાત સિદ્ધ કરવા રા ભોગીલાલે આ પુસ્તકમાં પ્રયત્ન કર્યો છે. એમ કરતા તેમણે પૌરાણિક તથા ઐતિહાસિક વાતો સર્વથા નિરપેક્ષ નથી હોતી પરંતુ અમને લાગે છે કે આપણી જ્ઞાતિ સંસ્થાની પ્રાચીનતા ઉપર એથી અવશ્ય પ્રકાશ પડે છે. વૈદિક કાળમાં ગોત્રો મૂળ પુરૂષ ઉપરથી નહિ, તો વૃત્તિ ઉપરથી તેમ જ એક જ કાળે-સ્થળે રહેનારાઓ સ્થાન વિશેષના નામે પણ ઓળખાતા એટલે સંભવિત છે કે કેટલાક ગોત્રો આ ઉપરથી ઉતરી આવ્યા હોય! ગોત્રોત્પત્તિ સંબંધી આ રીતે લખાયલું પુસ્તક કદાચ આ પહેલું જ છે. દરેક જ્ઞાતિના વિદ્વાનો જો આ માર્ગે પોતાની જ્ઞાતિનું મૂળવૃત્ત અને ગોત્ર ઉકેલવા પ્રયત્ન કરે તો હિંદુસ્તાનનો તમસાવૃત ઇતિહાસ દીપી નીકળે. દરેક ઇતિહાસ રસિકે આ પુસ્તક વાંચવું જોઇએ એમ પુનઃ ભલામણ કરીએ છીએ. "

જન્મભૂમિ તા.૪-૮-૨૫

× × ×

"શોધ ખોળ કરી સાધનો મેળવવા માટે તમે જે યત્ન કર્યો છે, અને આ પુસ્તક લખવા માં જે સંભાળપૂર્વક ઉપયોગ કર્યો છે તેને માટે હું તમને ધન્યવાદ આપું છું. × × × હું તો લાંબા વખતથી માનતો આવ્યો છું અને થોડીક શોધ કરીને મેં મારો નિર્ણય ખડાયતા મિત્રમાં છપાવ્યો છે તેને તમે વધારે આધારપૂર્વક સિદ્ધ કર્યો છે. આપણાં ગોત્રો ઋષિ પ્રવર્તકો સાથે કાંઇસંબંતાં રાખતાં નથી, ઋષિઓનાં ગોત્રોથી તે ઉતરી આવ્યાં નથી તેમ તે સઘળાં મૂળ પુરૂષથી પેદા પણ થયાં નથી. વગેરે."

રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળા.

+ × ×

'ઉમરેઠના રહીશ શા. પા. બાપુજી વિઠ્ઠલદાસના જયશ્રીકૃષ્ણ. વિશેષ લખવા કારણ કે ગોર સોમનાથ હરગોવિંદ દવે તરફથી આપણી ખડાયતા નાતનાં ગોત્રોની ઉત્પત્તિ ઋષિવંશમાંથી થઇ છે તથા આપણી ઉત્પત્તિ અને કોટયર્કરાયની સ્થાપના તથા તીર્થની હકીકત અને ઓચ્છવ વગેરે હકીકતનું પુસ્તક 'ઋષિપ્રણિત ગોત્ર વંશાવળી તથા કોટયર્ક સિદ્ધાંત' નું પુસ્તક બહાર પાડી આપણા ખડાયતામિત્ર' મારફત ઘરાકોને વહેંચાયું છે તે મારા વાંચવામાં આવ્યું અને તેની સાથે આપે 'ખડાયતા ગોત્રોત્પત્તિ' નું પુસ્તક બહાર પાડેલું પણ વાંચવાથી બંને પુસ્તકોની હકીકતની મેળવણી કરી જોતાં મારી સમજ પ્રમાણે આપે ગોત્રની ઉત્પત્તિ નાગરમાંથી થઇ છે એમ નાગર ગોત્રોની સરખામણી કરી બતાવી છે તથા સ્થાન ઉપરથી ઇતિહાસિક પુરાવા અને શોધખોળ તથા પ્રાચીન અવશેષ અને લેખોને આધારે નાગરોમાં-થીજ ખડાયતા વાણિયા લાંબે કાળે સ્કંદપુરમાં વસવાથી જૂદા પડેલા છે એમ સાબીત કરેલું છે તે ગોર સોમનાથજીની સાબીતી કરતાં વધારે સ્પષ્ટ છે. આ પ્રમાણે આપણાં ગોત્રો અને ખડાયતાની

ઉત્પત્તિ થતાં ઇષ્ટદેવનું સ્થાન વગેરે બાબત ઉપર આપના પ્રાચીન શોધ અને ભાષાજ્ઞાન તથા પ્રાચીન ઇતિહાસની માહિતીથી વિશેષ પુરાવા સાથે અજવાળું પડી ગોર મહાશયના કાઢેલા પુસ્તકનું બરાબર વિષયવાર શોધન કરી આપે પ્રસ્તાવનામાં લખ્યા પ્રમાણે ખડાયતા સંબંધી બીજો મણકો બહાર પાડશો તો મારી શક્તિ મુજબ એની પ્રતો આપની પાસેથી ખરીદ કરી સ્વજ્ઞાતિ હિતાર્થે મફત વહેંચવા ચાહું છું.' એજ તા. ૩-૯-૨૫

ઉમરેઠ. } આપનો
બાપુજી વિઠ્ઠલદાસના જયશ્રીકૃષ્ણ

× × ×

"ખડાયતા વણિક કોમની ઉત્પત્તિનો ઇતિહાસ આ પુસ્તકમાં પુરાણ તથા ઇતિહાસના પ્રાચીન ગ્રંથો અને દંતકથાઓ ઉપરથી તૈયાર કરીને આપવામાં આવેલો છે. એ વણિક કોમ નાગર બ્રાહ્મણમાંથી ઉત્પન્ન થયેલી નાગર વણિક કોમમાંથી જન્મ પામી હોય એવો સાર ઉપર આમાંના ઇતિહાસ ઉપરથી આવી શકાય છે. ઇ. સ. ૧૨ મી સદીમાં વિજલદેવ પરમાર તથા ખાંટ લોકોના ખડ્ગથી ખડાયતા નામ પડ્યું હોય એમ સંભવે છે. ખડાયતાના ઇષ્ટદેવ કોટયર્ક પ્રભુની સ્થાપના તો અતિ પ્રાચીન હોય એમ જણાય છે. ખડાયતા કોમને માટે આ એક મૂલ્યવાન ઇતિહાસ ગ્રંથ છે. અને અનેક પ્રકારનાં સાધનોને આધારે સારી પેઠે શ્રમ લઇને ગ્રંથકારે તે તૈયાર કર્યો છે. તેનું મૂલ્ય રૂ. ૧) રાખવામાં આવ્યું છે તે ગ્રંથકારે લીધેલા શ્રમ, કરેલા સંશોધન તથા મેળવેલી માહિતી ઉપર દ્રષ્ટિ કરતાં કાંઇ વધારે જણાતું નથી. પુસ્તક ૧૫૦ પૃષ્ઠનું છે અને તેને કાચા પુઠાથી બાંધવામાં આવેલું છે."

પ્રજાબંધુ તા. ૨૦-૯-૧૯૨૫

## વિનીત પત્ર—

શ્રી સમસ્ત ખડાયતા સેવક સમિતિ જોગ. અમદાવાદ

તંત્રીના સંબંધે

૧. ‘ ખડાયતા મિત્ર ’ સમિતિ તરફથી ચાલે છે કે તંત્રી તરફથી? સમિતિ તરફથી ચાલતું હોય તો તેમાં આવતા લેખ માટે જવાબદાર સમિતિ છે કે કેમ?

૨. ‘ ખડાયતા મિત્ર ’ ના ગ્રાહકોને ઋષિ વંશાવળીનું ગોર સોમનાથ દવેએ લખેલું પુસ્તક ભેટ આપવામાં આવ્યું છે તે સમિતિએ કોઇ જાતનો ઠરાવ કર્યા પછી અપાયું છે કે કેમ? ઠરાવ થયો હોય તો તે જાહેરમાં મૂકવાને કાંઇ હરકત છે કે કેમ?

૩. વિવાદગ્રસ્ત વિષયનો નિકાલ થયા વિના તે વિષયનું એક પક્ષી પુસ્તક ભેટ આપી શકાય કે કેમ તે એક પત્રકારને માટે જૂદો પ્રશ્ન છે તેમ લેખકને ખર્ચે ભેટ આપી શકાય કે કેમ તે પ્રશ્નમાં પણ ઉતરવા માગતા નથી; પરંતુ ભેટ આપ્યા પછી ગોરના પૈસાથી ભેટનું પુસ્તક ગ્રાહ્ય ન થાય અને તેથી ગોરને મદદ કરવાની ખાતર ગ્રાહકોને કિંમતની ભરપાઇ કરી મોકલાવાની સૂચના તંત્રી તરફથી થઇ છે તો સમિતિએ ઠરાવ કરતી વખતે એ સંબંધી કાંઇ વિચાર કર્યો હશે કે નહિ?

૪. પુસ્તકો અવલોકન માટે મોકલવામાં આવે તેના અવલોકનની નોંધ તો બાજુએ રહી, પણ તેનો સ્વીકાર કર્યાનો ઉલ્લેખ પણ ‘ મિત્ર ’ માં ન થાય તે માટે તંત્રીનું તંત્ર સ્વતંત્ર છે. ?

૫. ગોરે કોઇના ઉપર પણ ઉપકાર કર્યો હોય તો તે તંત્રી ઉપર કર્યો છે, માટે ગોરનું ખર્ચ તંત્રીએ અથવા સમિતિએ વેઠવું જોઇએ એમ કહેવામા શો વાંધો છે! ઉપકારનો બદલો વાળવો હોય તો તંત્રીએ તેમનું પુસ્તક શ્રીમાન્ યજમાનોમાં મોકલી આપ્યું હોત તો હું નથી ધારતો કે તેઓ કીંમત ન મોકલી આપત! ભેટનું પુસ્તક કહેવડાવી પાછળથી નાણાંની માગણી કરવી એ તંત્રીને શોભાસ્પદ નથી.

આ બાબતનો ખુલાસો સમિતિના પ્રમુખશ્રી તરફથી થશે. એવી આશા છે.

**ભોગીલાલ ભી. ગાંધી**

ખડાયતા સાહિત્યમાળા

મણકો ૩ જો.

# ધીણાક રાજગઢીઓ

( ઇ. સ. સૈ. ૧૩ ના એક ખડાયતાનું
સાંસારિક અને રાજકિય જીવન )

સચિત્ર

કિંમત રૂપિયો એક.

આવતા જાન્યુઆરી કે તે અરસામાં બહાર પડશે.

ગ્રાહકોએ–ખાસ કરીને ખડાયતા બંધુઓએ આગળથી નામ નોંધાવવાની મહેરબાની કરવી. કહેવાની જરૂર જ ન હોય કે આવા કોમી સાહિત્યની આ એક પહેલ છે અને તેને બંધુઓ સહાય આપશે એવી આશા છે.

ઉમરેઠ
( ત્રણ પોળ )

ભોગીલાલ ભી. ગાંધી.

તા. ૩-૧૦-૨૫

પ્રકાશકઃ-ભોગીલાલ ભીખાભાઇ ગાંધી.
પ્રસિદ્ધ કર્યાની જગાઃ-ત્રણ પોળ, ઉમરેઠ.
મુદ્રકઃ-રતીલાલ બાળકૃષ્ણ ત્રીવેદી.
મુદ્રણસ્થાનઃ-સરસ્વતી પ્રીન્ટીંગ પ્રેસ,
ભટવાડીપોળ આગળ, ઉમરેઠ.